મુંબઈ સમાચારનો

# ગરબા સંગ્રહ

ના તેમજ જુના અને પારસીઓ તેમજ
હીંદુઓને લગતા ચુંટી કહાડેલા સરસ
ગરબા ગરબીઓનો.

ઈ સમાચારમાંથી "ગરબા સંગ્રહ" ને નામે
નીકળતાં જુદાં જુદાં ચોપાનયાંઓને સાથે
બાંધીને તઇયાર કીધેલું

પુસ્તક ૧ લું.



મુંબઈ

મુંબઇ સમાચાર છાપખાનામાં
માણેકજી બરજોરજી મીનોચેહેર હોમજીનાએ
છાપયું છે.

સને ૧૮૮૧.

૫૫૧૭

# ખુલાસો.

દેશી કુટંબોમાં ગાયનનો શોક વધતો જતો જોઇને મુંબઈ સમાચાર છાપખાનામાંથી "ગરબા સંગ્રહ"ને નામે જે ચોપાનીયું દર મહીનાને આસરે નીકલતું જાયછે, તેના નીકલી ચુકેલા આઠ અંકોને સાથે બાંધીને આ પુસ્તક તઇયાર કરવામાં આવયુંછે. દેશી કુટંબો માટે ગરબા ગરબીનાં ચોપાનીયાં ચોપડી તરેહવાર આકારમાં નીકલેલાં છે, પણ તેનો જેવો સામટો સંગ્રહ આ "ગરબા સંગ્રહ"માં રજુ થયોછે તેવો બીજી રીતે થયલો જણાતો નથી. જુદા જુદા લોક માટે અને જુદા જુદા લખનારાઓના ગરબા નયારાજ નીકલતા હોયાથી, તેવું એક ચોપાનીયું યા પુસ્તક સામટી રીતે સઘલા દેશીઓની ગરજ સારી શકે નહી. આ એક ખુટ છે, જે પુરી પાડવાનો હેતુ આ "ગરબા સંગ્રહ"નો છે. એમાં સઘલી જાતના ચુંટી કહાડેલા સરસ ગરબા ગરબીનો જમાવ થયલો છે. જુના તેમજ નવા, પારસીઓના જોડેલા તેમજ હીંદુઓના જોડેલા, સંસારી તેમજ ધરમ સંબંધી, પ્રીતીના તેમજ નીતીના, નાના તેમજ મોટા,—સરવે કીસમના તરેહવાર રાહ અને રાગના પરચુરણ ગરબા આ નવા સંગ્રહમાં આપેલા છે, અને તે દરેક વરગનાં તથા દરેક હાલતનાં દેશી કુટંબોને એકસરખી રીતે ઉપયોગી થઇ પડશે એવી આશા છે. આ પુસ્તકમાં એકંદર ૧૦૭ ગરબા ગરબીઓ સમાયલાં છે. મુંબઇ સમાચારના

## ખુલાસો.

“ગરબા સંગ્રહ” નું ચોપાનીયું હજુ નીકલતુંજ જાયછે; અને જો આ પુસ્તકને દેશી કુટંબો તરફથી જોઇતો આશરો મલશે, તો એવાં બીજાં ઘણાં પુસ્તકો રફતે રફતે કહાડતા જવાની આશા હમો રાખયે છીયે.

મુંબઇ સમાચાર આફીસ—જુન સને ૧૮૮૧.

**માણેકજી બરજોરજી**

મુંબઈ સમાચારના માલિક

---

# સાંકલીયું.

સફે.

મુંબઈ સમાચારનો

# ગરબા સંગ્રહ.

## માહારાણીજી વીશે.

"મા મેરૂં મોઘા મુલનું"—એ રાહ.

અમે ઇશ્વર માગીએ એટલું,
વહી પ્રેમવાળી ઘણાં વર્ષ જીવો વિકટોરીઆ;
તમે આપો કૃપા કરી તેટલું,
પૂરી હૈડામાં પામીએ હર્ષ; જીવો વિકટોરીઆ ૧
એનો અચલ અમલ અમ પર હજો,
કરજો કરૂણાથી કુશળ કલ્યાણ; જીવો;
દિન દિન ચઢતી કળા ને દોલત થજો,
વળિ વિધ વિધ પામો વખાણ; જીવો. ૨
એના સઘળા શત્રુને સંહારજો,
થાજો દુષ્ટના અફળ ઉદ્યોગ; જીવો;
વિજયા કુંવરીનો વિજય વધારજો,
જે છે જગત પતિપણા જોગ; જીવો. ૩

ઇશ્વર અખૂટ દોલત એને આપજો,
સર્વે સમયમાં રહેજો સહાય; જીવો;
એના કષ્ટ કૃપાનિધિ કાપજો,
જેનો જશ ઘણો જગમાં ગવાય; જીવો. ૪
જેના રાજથી જન સુખીઆં થયાં,
હજો એનો અખંડ શોહાગ, જીવો;
દુખ જુલમના જેથી મટી ગયા,
ઉપજ્યો અંગ ઉમંગ અથાગ; જીવો. ૫
આખા જગમાં અચળપણું પામજો,
એનો નિર્મળ ન્યાય સદાય; જીવો;
એનો સુજશ સંસારમાં જાંમજો,
જેથી ગુણીજન ગ્રંથમાં ગાય, જીવો. ૬
દયાવંત દિસેછે દીપાવડો,
જેનો સદગુણી રાજ સમાજ; જીવો;
એને ચોગણી હામ ચિત્તે ચટો,
એની રક્ષા કરો મહારાજ; જીવો. ૭
જેમ અમરવેલી વધે બહુ બહુ,
એમ વધજો એનો પરીવાર; જીવો;
કહે દલપતરામ સજન સહુ,
કહો કુંવરોનો જય જયકાર; જીવો. ૮



## આ દુનીઆમાં કોઇ નથી રેહેવાનું તે વીશે.

"અલબેલી રે અંબે માત, જોવાને જઇએ."—એ રાહ.

થીર ઠરીને કોઇ આ ઠામ, રે નથી રહેવાનું
કરી લો કાંઇ રૂડું કામ, રહેશે કહેવાનું—ટેક.

વિક્રમ સરખા વીર ગયા ને, ભુપ ગયો વળી ભોજ રે;
જોરાવર જયકારી જગતમાં, ફરતી જેની ફોજ;
રે નથી રહેવાનું. ૧

છતે ગયો શાહુ છત્રપતીનો, દુનીયાથી દેખાવ રે;
બાજીરાવ ગયા બળવંતા, ગયા શીયાજીરાવ;
રે નથી રહેવાનું. ૨.

બ્યારોનેટ બહુ જશવંતા, શેઠ ગયા જમશેદ રે;
કહો રહ્યા કયાં ધનજી કામા, ખલક ધરેછે ખેદ;
રે નથી રહેવાનું. ૩.

જેણે બહુ જર જોડી જગતમાં, કરયા ગુપ્ટ ઉપકાર રે,
કંઇ દુખીયાનાં દુઃખ કાપ્યાં ને સંભારે સંસાર.
રે નથી રહેવાનું. ૪.

મોતીશા મુંબઇમાં મોટો, સરસ હતો સાહુકાર રે;
નામ ગયું ને ઠામ ગયું ને, ગયા ગરથ ભંડાર;
રે નથી રહેવાનું. ૫.

કંઇ ગુણવંતા ગયા ગવરનર, સરસ ગયા સરદાર રે;
રાજા રાણા કોઈ રહ્યા નહીં, કદ્રા અમલ કરનાર;
રે નથી રહેવાનું ૬.

હેમાભાઇ હયાત હતા ને, શેઠ હતા હઠીશંગ રે;
તે પણ દુનોયા તજી ગયા ને, મનમાં રહ્યા ઉમંગ;
રે નથી રહેવાનું. ૭.

ક્યાં પ્રિન્સ આલ્બરટ પૃથ્વીપતી, રાણીનો ભરથાર રે:
જોતાં જોતાં ગયા જગતથી, જરા ન લાગી વાર;
રે નથી રહેવાનું. ૮.

પડ્યું રહે નાણું પરૂથ્વીમાં, અગણોત આઠે આંક રે;
સમજી લેજો કોઇ પણ સાથે, નહીં આવે નવટાંક;
રે નથી રહેવાનું. ૯.

બાગ બગીચા બેઠક બંગલા, મોટા મોટા માળ રે;
એ તો સઉ એમના એમ રહેશે પરથમ ચણજો પાળ;
રે નથી રહેવાનું. ૧૦.

આરંભેલાં અધુરાં રહેશે, કંઈક જગતમાં કામ રે;
તરત અજાણ્યું તેડું આવે, તજીને જવું તમામ;
રે નથી રહેવાનું. ૧૧.

કાલ કરીયાનું આજ કરી લે, કોણે દીઠી કાલ રે;
પગલાં હેઠે મોત પડ્યું છે, ચેતી ચેતી ચાલ;
રે નથી રહેવાનું. ૧૨.

લાચારોની આશોશ લેજો, નીશ્ચળ કરજો નામરે;
સમજો તો સારો શોખામણ, દે છે દલપતરામ;
રે નથી રહેવાનું. ૧૩.



## સાચી શીખામણ માનવા વીશે.

"મલજો મલજો મલજો રે મારા શયામ કામે
મલજો"—એ રાહ.

માનની માનની માનની રે,
સખી સાચી શીખામણ માનની૦ ટેક.

વરના ઉપર બહુ વહાલો વધારી;
થાજે વિવેક માનનો રે, સખી માનની. ૧.

કદી ન ખિજવીશ ઘરનાં જનોને;
માનીશ ન ખોટી સુણી કાનની રે, સખી માનની. ૨

વરનું કહેલું તરત કરી દે;
સાથે તું ખા બીડી પાનની રે, સખી માનની. ૩

કજીઆ ટંટાનું મ્હોડું બાળીને;
પહેરો તું લે સંપ પાનનો રે સખી માનની. ૪

જતન છૈયાનાની તે તું રાખે;
વાતો તું કહે સહુ સાનની રે સખી માનની. ૫

કુછંદ આંધળો બનો રહીને;
ખરાબ કર ના જાનની રે, સખી માનની. ૬

નઠારી સંગ કદી ન સેવીશ;
થજે ઉદાર ધાન દાનની રે, સખી માનની. ૭

ધીરજ ધરીને થજે સંતોષી;
ભુલી જજે વાત તાનની રે, સખી માનની. ૮

નીતી ધર્મોને ભાવે ભજીને ;
મઝો તું લે બ્રહ્મ ગાનની રે, સખી માનની. ૯

## પરીનસ આફ વેલસ મુંબઇથી પાછા ગયા તે વીશે.

" ગરબો રમવા ચાલી જો "—એ રાહ પર.

ખીસા થાયા ખાલી જો,
મોજ મોહ મરડી ચાલી જો.— ૧

હઇએ તે ચડી આવે જો,
જીવને ઉચત પડાવે જો.— ૨

પગ પાછા બંધ થાયા જો,
ગયા જેવા રાણી જાયા જો.— ૩

જોયલું તે સઉ સપનો જો,
આયો છેડો ધપ છપનો જો.— ૪

દેખાયો પોકલ ભપકો જો,
યાદ લગાડે ચટકો જો.— ૫

કીધા ઊંચા જરી વાગા જો,
હાથ પાછા કામે લાગા જો.— ૬

હસતાં ફરતાં હરતાં જો,
થયાં હવે પાછાં ખરતાં જો.— ૭

જોયું સઊ પેટ ભરતું જો,
નથી હજુ તે જરતું જો.— ૮

આવે તેનાજ અભખરા જો,
મલે નહી સધયારા જો.– ૯
પરીનસ પાછો આવે જો,
ફરી ફરવાનું ફાવે જો.–૧૦
ખરેજ પડી ગયાં ઠંડાં જો,
બજારો થયાં મંદાં જો.–૧૧
સમજુઓ તાના મારે જો,
ભટકયાં વગર વીચારે જો.–૧૨
મેણાં મારે ઘરડાં જો,
ચોડવે વલી દાતરડાં જો.–૧૩

## જગ કરતાની પરારથના.

આરપાર રે અમને ઉતાર; જે જે જગ કરતાર
અગણીત પાપ થકી ઉદ્ધાર રે યાર,–જે જે જગ કરતાર. ૧
તારૂં દીલ દીસે ઉદાર રે યાર,–જે જે જગ કરતાર.
તારો કેમ વીસરે ઉપકાર રે યાર,–જે જે જગ કરતાર. ૨
હું તો છું તારો ગુનેગાર રે યાર, જે જે જગ કરતાર.
મેં તો કીધાં પાપ અપાર રે યાર,–જે જે જગ કરતાર. ૩
કરયા. કુકરમના કોઠાર રે યાર, જે જે જગ કરતાર.
ભરયા ભુંડાઇના ભંડાર રે યાર,–જે જે જગ કરતાર. ૪
મેં તો તજ્યો અમરીત આહાર રે યાર, જે જે જગ કરતાર.
મેં તો વીખની ભરી વખાર રે યાર, જે જે જગ કરતાર. ૫

હું તુંજ આગલ છું લાચાર રે યાર, જે જે જગ કરતાર.
હવે હું કહુંછું વાર હજાર રે યાર,—જે જે જગ કરતાર. ૬
નાથ તમે માફી કરનાર રે યાર, જે જે જગ કરતાર
આપો નોધારા આધાર રે યાર, જે જે જગ કરતાર. ૭

## ફુલણજી વીશે.

"વાહાલા તમારી જોઇને રહુંછું વાટ રે
વાહાલાજી"–એ રાહ.

ફુલણજી તમે ફુલાવ્યા કેમ ફુલીયા રે ફુલણજી;
આ ઉપજ ખરચનો અડસટો કેમ ભુલ્યા મારા ફુલણજી. ૧
કરજ કરીને વરા ભલા તમે કીધારે ફુલણજી,
આ ગરથ પરાયા ખરચીને જશ લીધા મારા ફુલણજી. ૨
ઘર વેચીને ઘી સાકર લીધાં રે ફુલણજી;
આ જમણ સરસ સામોવડિયાથી કીધાં મારા ફુલણજી. ૩
પીતાંબર પેહેરી પંગતમાં ફરિયા રે ફુલણજી;
આ મનમાં ફુલ્ય કરી મુછે કર ધરિયા મારા ફુલણજી. ૪
વળતો દિવસ થયો કે માગે નાણાં રે ફુલણજી.
આ નાણાં તો ન મળે કયાંઇ ઠેકાણાં મારા ફુલણજી. ૫
ફુલણજી ઉપર અરજી થઇ ત્યાંથીરે ફુલણજી;
આ જપત થઇ મિલકત કાહડયા ઘરમાંથી મારા ફુલણજી. ૬
ફુલણજી તમને જોગે ફુલાવ્યા રે ફુલણજી;
આ તે તો કોઇ મદદ કરવા નવ આવ્યા મારા ફુલણજી. ૭

કુલણજી તો કુવો શોધવા ચાલ્યારે કુલણજી;
આ ગરથ વિના તે અફિણ ન કોઇયે આલ્યાં મારા કુલણજી૮
જમતો વખત વખાણ ભલાં જે કરતા રે કુલણજી;
આએ સહુ હાસ્ય કરે નિંદા આચરતા મારા કુલણજી. ૯
એ અવસર તો અધિક વખાણો ચડાવ્યારે કુલણજી;
પણ આ અવસર તો બેવકુફ ઠરાવ્યા મારા કુલણજી. ૧૦
પેડેરીયાને પટકુળ બાંધ્યા ચંદરવારે કુલણજી;
આ ઘર બાળીને ચાલીયા તીરથ કરવા મારા કુલણજી. ૧૧
કુલણજીની રાંડ રૂવે મોહો વાળી રે કુલણજી;
આ કુલણજી સીધાવ્યા ટેકો ટાળી મારા કુલણજી. ૧૨
ભોળોને નરસી શીખામણ દેશેરે કુલણજી;
તે નોસાસાનું પાપ ઘણું શિર લેશ મારા કુલણજી. ૧૩
દિલમાં દલપતની શાખામણ ધરજો રે કુલણજી;
તો કરજ કરીને નાતવરો નવ કરજો મારા કુલણજી. ૧૪

---

## મુંબઇમાં એક પારસણ માતાનો ઢોંગ લઇ નીકલી હતી તે વીશેના રમુજી વીચાર.

"વહાલા તારી વાતરી હમે જોઇ રે"–એ રાહ ઊપર.

માતા તમને માયજી હમે કહીએરે–ટેક.
માતા પાય પડી તમને નમીયેરે,
જેથી પેટ ભરીને જમીયે રે,
ઘેર મેલીને તમ પર ભમયે.–માતા૦ ૧

માતા જોશમાં આવી ધુણો રે,
અમે જોઇએ તમારા ગુણો રે,
વેહમ ઉભરી આવીઓછે જુનો.—માતા૦ ૨

માતા ચહડાવીયે માનતાની શાલોરે,
વલી પેહરાવીએ ફુલના હારો રે,
મેલી ખુણાંમાં ધરમને ધારો.—માતા૦ ૩

માતા કંકુનાં કરીયે તીલાં રે,
આપયે ભોગમાં બકરાંને પીલાં રે,
છઇયે ઘેરબારના અમ લીલાં.—માતા૦ ૪

માતા ઘીના કરીએ તમને દીવા રે,
હાંડા દુધના ચહડાવીએ પીવા રે,
દઇએ ખાવા મીઠાઇને મેવા રે.—માતા૦ ૫

માતા છોકરાંને છઇયાં આપો રે,
કરો ખમાં હમારાં પાપો રે,
મેલયો ખોદાના નામપર કાપો.—માતા૦ ૬

માતા વરને કરો વશ એવા રે,
ખને બાયડીના ગુલામ જેવા રે,
વળી કરે તમારી સેવા.—માતા૦ ૭

માતા શેઠજી દેવો ખોળે ખોળે રે,
કરો એવું કે દુઃખ નહી થોખે રે,
અમે અંધા બન્યાછે લોભે—માતા૦ ૮

માતા શીખ્યા પરપાણી મેલી રે,
થયા તમારા ચેલા ચેલી રે,
મરદ બન્યા ઘેલા, અમ ઘેલી—માતા૦ ૯

માતા સુધારાપર મેલી સલી રે,
જોઇએ નામ આબરૂ જાય બલી રે,
પણ છોડયે નહીં તમને કદી—માતા૦ ૧૦

માતા હમારા દીલમાં ભી આવો રે,
વળી સુતા સંપને દેખાવો રે,
અમે ઢંગ ધર્યો બસ આવો—માતા૦ ૧૧

માતા દાતરડું ગોદા મારે રે,
તમથી દુર કરવા વીચારે રે,
તે પર જાદુ કરો એક ભારે—માતા૦ ૧૨

## મુંબઇના બજારમાં જુલાઈ ૧૮૬૫ના શેરના સટાના વાએદા વીશે.

"કાનુડે કામણ કીધલાં એ બેહનિ, પેલે કાનુડે કામણ કીધલાં"—એ રાહ

જાગિયો વાયદો જુલાઇનો રે,
જુઓ જાગિઓ વાયદો જુલાઇનો;
થાંભલો એજ ઠગાઇનો રે,
જુઓ જાગિઓ વાયદો જુલાઇનો—ટેક.

લાભનાં તો લાખે લેખાં લખાણાં,
વધી ગયો ગરવ વડાઇનોરે; જુઓ. ૧

સોનાં લાવીને ઘેર સોની બેસારયા
ચુડો બનાવ્યો બેહેન બાઈનોરે જુઓ. ૨
બગી રાખી ને વળી બાગમાં બંગલો,
સારો કરાવ્યો સાફાઇનોરે; જુઓ. ૩
વાદે કરીને વળી વેગ વધારીયો,
સારો પગાર સીપાઈનો રે; જુઓ. ૪
ચડતો દહાડો ગણ્યો પોતે પોતાનો,
પડતો ગણ્યો પીતરાઈનોરે; જુઓ. ૫
રૂપૈયા ખરચીને રાંડો નચાવી,
મનમાં મદ મુરખાઇનો રે; જુઓ. ૬
બાસુદી આણીયો ને કીધો ઉજાણીયો
મેલવ્યો સ્વાદ મોઠાઇનો રે; જુઓ. ૭
દયા તજીને ખુબ ઘોડા દોડાવ્યા,
કીધો આચાર કસાઈનો રે; જુઓ. ૮
ન્યાલ થયા એવું નકી વીચારી,
લહાવો લીધો લુચ્ચાઇનો રે; જુઓ. ૯
પુણ્યને મારગે એક પણ પૈસો,
કેમ જાય કુડી કમાઇનો રે; જુઓ. ૧૦
સંપ હોય તો વલી સારો શોભાવે,
ભપકો ભાઇ ભોજાઇનો રે; જુઓ. ૧૧
દલપતરામે નજરે દીઠો,
વહીગયો વારો નવાઇનો રે; જુઓ. ૧૨

# સુકામણાં પાછલ આવતા વરસાદની ખુશાહુાલી.

આવ્યો આવ્યો રે રૂડો મેઘ,
આખર આવ્યો રે;
લાવ્યો લાવ્યો રે અમરૂત જલ,
ત્રાસને ટાલયો રે,—ટેક.

ઘાસતી પેરે મનુશ સુકાય,
મરે જેમ ખરતાં પાંન જો;
જીવતાં દુખીયાં બહુ રહીને,
માંગે મોહોતનું દાન—આખર૦

માતા છોડે બાલકને ને
ભાઇ છોડે ભાઇ જો !
દુખની અગની આગલ પીગલી
ગઇછે સરવે સગાઈ—આખર૦

પરાણી માતર પેટ ધરીને,
માગે જલ ને અન જો;
ઉંચે જોઇને રામ પોકારે,
અરજી કરે ગગન—આખર૦

ધરમી હતા તે થયા અધરમી,
શાહ બન્યા ચોર જો;
શુર હતા તે કાયર બન્યા,
ગયું જીવતરનું જોર—આખર૦

એવે સમે થઇ મેહર મેઘની,
 ભાયગ મોટાં સાચ જો;
જગ જીવતરની થઇ પાકી
 આશા હતી જે કાચ—આખર૦

માટે સજન ઉઠો વેહેલા,
 માનો દીલથી સાર જો;
પરમેશવરનો પાડજ મોટો,
 પાડેછે જે પાર—આખર૦

હરખ પાંમીને ઉમંગ ધરો સહુ,
 પડશે સંકટ પાર જો;
ઉલટથી ઊદયોગ કરીને,
 ભજો હરી કીરતાર—આખર૦

## છોકરીઓની નીશાલ જોવાનો આનંદ.

ચાલો સખી આપણે રે આજે,
છોડીયોની નીશાલ જોવા કાજે.—૧

નાથનો સુણીને રે વાણી,
કીધો મેં વીચાર સારૂં જાણી.—૨

રખે તમે પાછાં રે ફરતાં,
કાંઇ શંકા મનમાં નહીં ધરતાં.—૩

બોલી મને વાહાલે રે મારી,
કહયું તુજ કરતાં છોડીયો સારી.—૪

વાંચો સારી રે રીતે,
ભુલ કહી માંહો માંહે જોતે.–૫
શુદ્ધ લખી આપે રે હાથે,
એમ મને મેહેણું દીધું નાથે.–૬
બીજી બોલી રે નારી,
વાહાલે મને વચન કહયુંછે ભારી.–૭
કેમ નહીં જાણો રે વાંચી,
બુધ રહી તેથી તમારી કાચી.–૮
નહાનપણ ખોયું રે રમતાં,
શીખવ્યું નહીં માબાપે ભણતાં.–૯
એવી હું સુણીને રે વાણી,
મારા મનથી બહુ લજવાણી.–૧૦
ચાનક લાગી રે સારી,
તેથી ભણવું કીધું જાણી.–૧૧.
નવરી બેશું રે જ્યારે,
વાંચું બોધ કથાને ત્યારે.–૧૨
ઇસપ નીતી રે વાંચું,
સમજી સારને મનમાં રાચું.–૧૩
વહાલે મને ભણતાં રે દીઠો,
મુજ સું વાણી બોલ્યા મીઠી.–૧૪
ગરબી ગાશો રે સારી,
હરખે મેહેતાજી મન ભારી.–૧૫

## શેર સટાની લાહ્ય ઊઠી તે વીશે.

"મહા કોપ થયો તે કલીકાલમાં જો"—એ રાહ.

ભુંડી લાહ્ય છે ઉઠી રે મુંબઇ શેહેરમાં જો,
ઊંચું કોઈનું ન આવ્યું રૂ ને શેરમાં જો—ભુંડી૦ ૧

થઇ ધીરધાર બંધ સહુ બજારમાં જો,
ન દે રૂપીઓ ઉછીનો કોઇ ભારમાં જો—ભુંડી૦ ૧

અરે સેંકડો ઉછાલીયા ઊંચકે જો,
તે તો દોડોઆંને કાજ જાજમ ઊંચકે જો—ભુંડી૦ ૩

રૂ ને શેરના જુઆનીમાં બહુ મુઆ જો,
પડયા જેન તેનાં પેટમાં પણ કુવા જો—ભુંડી૦ ૪

લાગી આંચ તો તે ઝાલનો સરવેને જો,
આપે રોકડું નાણું તે કયાંથી નવ કને જો—ભુંડી૦ ૫

અરે ધીર વનાં કામ કેમ ચાલતું જો,
બરે એથી જગત આમ તેમ હાલતું જો—ભુંડી૦ ૬

લહું આવીયો દુકાલ શું આકારો જો
વરગ પેહેલા બીજાનો આવ્યો મરો જો—ભુંડી૦ ૭

મુંબઈ ઈંદ્રપુરી જેવી જે સોહામણી જો,
કવી આ સુધી જુએ છે હાલે તે ભણી જો—ભુંડી૦૮

## ઈશ્વરની બલહારી વીશે.

બોલો જે જે જે જે નિરંજન નાથની જો,
તજો સંગત સહુ કામ નાના સાથની જો; બોલો ૧

જે કોઇ કામ નાની જાલમાં બાંધ્યા બકે જો,
તે તો અન્યને છોડાવવાને કયમ શકે જો; બોલો ૨

પ્રભુ વ્યાપક છે ધરણી આકાશમાં જો,
એ તો નાવે કદી કામ નાના પાસમાં જો; બોલો ૩

રવિ ચંદ્રાદી ગ્રહ વિષે રાજતો જો,
તેને ફેરવેને રહે પોતે અણછતો જો; બોલો ૪

ફેરે જીવોને જુદી જુદી વાટમાં જો,
કોઈ સમજી ન શકે એના ઘાટમાં જો; બોલો ૫

માયા માત્રથી રમાડે ચૌદ ધામને જો,
તે તો જાણી ન શકે જે સેવે કામને જો; બોલો ૬

એ તો નરને છોડાવે માયા પાસથી જો,
જાણે નાથને જે વ્યાપક વિશ્વાસથી જો; બોલો ૭

સાચે મને સદગુરૂની સેવા કરે જો,
સચ્ચિદાનંદ બ્રહ્મ જાણે તે ખરે જો; બોલો ૮

---

## સુધારા તરફ વલણ લેવા વીશે.

ચાલો સખી હીંમતથી જઇએ;
ચાલો સખી હીંમતથી જઇએ,
(કે) સુધારામાં સુખીયાં સહુ થઇએ-ટેક.

જાણી કરી નરકે કેમ રહીયે;
જાણી કરી બળતાં કેમ સહીયે;
જાણી કરી ફાંસી કેમે લઇયે, ચા૦ચા૦સુધા-૧

જાણી કરી નીચાં કેમ ઠરીયે;
જાણી કરી ઊંધું કેમ કરીયે;
જાણી દીલ ડહોમો શીદ દઇયે, ચા૦ચા૦ સુધા-૨

પુરૂષ પઠે ના કેમ ભણીયે;
જ્ઞાનની ખાણ ન કેમ ખણીયે;
રીખાઇએ કાં અજ્ઞાન ખઇએ, ચા૦ચા૦સુધા-૩

ભુત જાદુ મંત્ર કેમ હણીયે;
જુઠું જોતીષ ફળ તે કેમ ગણીયે;
વ્હેમો તજતાં ના બ્હીવું હઇયે, ચા૦ચા૦સુધા-૪

નાતના જુલમને કેમ ખમીયે;
ધર્મ બ્હાને વીષયમાં શીદ રમીયે;
મંદીરોમાં ધક્કા કાં ખાઇએ; ચા૦ચા૦ સુધા-૫

બાળપણે મુરખ કેમ પણીયે;
વર મુએ ફરી ના કેમ પણીયે;
ઠાઠમાઠ પાછળ કાં ધાઇયે; ચા૦ચા૦ સુધા૦-૬

વરની સાથે સહુમાં કાં નહીં ફરીયે
વરસું સહુ દીઠ ભાષણ કાં ના કરીયે;
સારૂં કરતાં શીદ લજવાઇએ, ચા૦ચા૦સુધા૦-૭

છતરીઓ માથે કાં ન ધરીયે;
પગે મોજડીને કાં ન ફરીયે;
ભુંડાં ભુંડાં ગીતો શીદ ગાઇયે, ચા૦ચા૦સુધા-૮

સમજીને ટેકે કાં ન રહીયે;
સમજીને સંપે-કાં ના રહીયે,
સુખ આવતાંને શીદ વ્હાઇયે, ચા૦ચા૦ સુધા-૯

## તુલસીનાં તલાવનું પાણી મુબઇમાં આવવા આગમજ લોકની ઇંતેજારી.

"દરજી સુવા રંગી જંગી ચાલી સોવી તંગીજી"-એ રાહ

આવો તુલસી વહેતાં વહેતાં;
મુંબઇ હસતાં રમતાં જી;
થાકી ગઇ અમ નાજુક અબલા,
જલની તંગી ખમતાં-તુલસી આવોજી.

છોડી વનવાસ શેહેર પધારો
જલના પરસાદ દેવો જી,
આતુર દીલના આશીરવાદ ને
માન આવકાર લેવો-તુલસી૦

તંગી સંધો વેઠવો સહેલી,
જલની જબરી ભારે જી,
ગુમાન, ગરૂરી, તોર અને ટેક
ભલ ભલીના ઉતારે-તુલસી૦

રાત પડી કે બુમ પાણીની,
દીવસે પણ બુમ પાડીએજી,
વીહાર માતાના ઢંગ છે એવા,
ઘણું તે શું શું કહીએ-તુલસી૦

વીહારને રસ્તે આવજો તમ, પણ
લેશો ન તેવા રંગ ઢંગ જી,
હરીફ બનીને વાલી આપજો
તેની તંગીનો ખંગ—તુલસો૦

આશા રાખી તમ આશરાની
કરીએછે રોશ ભારી જી,
છતરીસ લાખથી વધુ રૂપીઆનો;
કહીએ શું વીસ્તારી—તુલસો૦

થોડે કહેવે માનજો વધારે,
સાથી થાઓ સુખ કરતાં જી,
ઊલટ ઉમેદના ભંગ કરીને
ચોખાં માંઠે ન પડતાં—તુલસો૦

હેતે મોકલે દાંતરડું જી,
અબલા ડેપ્યુટેશન જી,
ઘટતું છાજતું તમ સરખાંને,
થાતું તમ પર પરસન—તુલસો૦

## મુંબઈમાં પેહલવેહલા વીજલીના દીવા થયા તે વીશે.

" નાથને નાથને નાથને રે હમો ભજીયે નીરંજર નાથને"—એ રાહ.

વીજલી વીજલી વીજલી રે
ગુણ ગાઈએ તારા હમો, વીજલી—ટેક.

ચંદર સરોખાં કીરણથી શોભે,
　　રોશની તારી ઉજલી રે–ગુણ૦ ૧.

સુંદર તારૂં રૂપ જોઈ, પામે
　　થંડક આંખની પુતલી રે–ગુણ૦ ૨.

ઝાંખા પડયા ગયાસ તેલના દીવા,
　　શકતી તારી કેટલી રે !–ગુણ૦ ૩.

સવરગની સુંદરી–આકાશનો દીકરી,
　　ધરતી દીપાવવા નીકલી રે–ગુણ૦ ૪.

વીદીઆથો તું જાહેરમાં આવી,
　　હુનરને હાથે ઉધરી રે–ગુણ૦ ૫.

ગુણ તુંજ ગાતા રીજે છે દીલ જીવ,
　　આનંદ પામેછે જીભલી રે–ગુણ૦ ૬

દીવાનાં કુલમાં તારા આ દીવા,
　　જીતે છે કીરતી સઘલી રે–ગુણ૦ ૭

પઢે "નમસકાર" તારો દાતરડું,
　　સાથે લઈ મુંબઇ નગરી રે–ગુણ૦ ૮

## પતીનાં મરણ પાછલ વીધવાનો કકલાટ.

વ્હાલા મુજને છોડી વ્હેલો કહાં ગયો;
આંખોમાંથી જળની ધારા જાય જો,
ટહાડો વાઇ અંગે તાવ ધોકી રહયો;
લખ્યો આંક તે કેમ કરયો ન ટળાય જો, વ્હાલા ૧

મ્હારૂં કહેલું સંધું મીથ્યા થાય રે;
એક ઘડી પણ ઠરયો ન તું મુજ પાસ જો,
દીલમાંથી પળ ભર પણ ના વીસરાય રે.
હું તો રાખું દીલાસાની આશ જો. વ્હાલા ૨

નીદરામાંથી ઝબકી 'પ્યારા' હું વદી;
આવી તુને ઝટ વળી ભેંટી જાઉં જો,
મુજ દીલમાં નાં ઝાંખો થાય તું કદી;
રાત્ર દીવસ હું વાંજોગે મુઝાંઊં જો. વ્હાલા ૩

હૈડામાંનો ભટ્ટી બાળે મુજને;
તેથી દાઝી જીવડો ઊડો જાય જો
કહાં જઈને ઝડપું હું જીવડા તુજને;
હાથ પગો તો પાછા બહુ ખેંચાય જો; વ્હાલા ૪

જોર હવે રહયું નહીં રે મારા તનમાં;
પ્રેમ ભારથી આંખો ખુબ દબાય જો,
કોનું કહયું લાવું નહીં કંઈ હું મનમાં;
સાંજ મુને તો ખસુસ ખાવા ધાયજો, વ્હાલા ૫

## સુંદરબાઇને સાસરે જતાં શિખામણ.

"અચકો મચકો કારેલી"—એ રાહ.

સુંદરબાઇ ચાલીઆં સાસરીયે;
માબાપ શીખાંમન આપે બેહન, લાજ વધારજો
લાખેણી,

નીચા કુળની નોર્લજ નારી;
ભરથારનું વેણ ઉથાપે બેહેન. લાજ. ૧
સાસુજી કહે તે સાંભળજો;
કોઇથી વઢવાડ ન કરશો બેહેન; લાજ:
સાંખી રહેજો બોલ્યું સહુનું;
અભીમાન અંતર ધરશો બેહેન; લાજ. ૨
ઘરમાં બેઠાં ધંધો કરીયેં;
પરઘેર ઘણું નવ જઇએ બેહેન; લાજ;
તમે ભણ્યાં ગણ્યાં બહુ છો ડાહયાં;
તમને ઝાઝું શું કહીયે બેહેન. લાજ. ૩
મેલાં ઘેલાં તો નવ રહીયે;
ચટકો મટકો નવ કરીએ બેહેન; લાજ;
કોઇ વાત કરે વાંસે લોકો,
એવું ન કદી આચરીએ બેહેન. લાજ. ૪
જે સપુત છે સારી છોડી,
મા બાપની લાજ વધારે બેહેન; લાજ;
મણી લોહ તણુ સોનું કરશે,
સોબતીને એમ સુધારે બેહેન. લાજ. ૫
જે સંપ સગાંથી તોડેછે;
કોઈ વખત હાથ ઘસેછે બેહેન; લાજ;
જે સઉનું સારૂં ઇચ્છે છે,
તેના દેલમાં દેવ વસેછે બેહેન. લાજ. ૬

## નરસી કેસવજી વીશે.

"મલજો મલજો મલજો રે મારા શીયામ કાલે મલજો"
એ રાહ.

નરસી નરસી નરસી રે
તમે આવો મુંબાઇમાં નરસી—ટેક.

કામ તમારૂં ભારે પડ્યું છે,
જોવાને રહ્યાછ લોક તરસી રે—તમે૦ ૧

વરઘોડો આપનો નોકલી ચુકો છે,
તમ વણ શોભા ન મલતી રે—તમે૦ ૨

માનીતી મુંબઇ થઇ કેમ અકારી?
દમણ ને દામણ કાં પકડી રે—તમે૦ ૩

જવાન ઉમરમાં બનોછ કાં સાધુ?
તેવી ફરશે કેમ હાલત કરજી રે!—તમે૦ ૪

ગમે સાધુ બનો, ગમે કાંશી પધારો,
પણ છોડશો ન ઇનસાફ ગરચી રે—તમે૦ ૫

મેલવશો કંઇ પણ ચોખ્ખી દયાનતે,
ખુટી ગઇછે જો કે ખરચી રે—તમે૦ ૬

નહાસશો ત્યાં તક ઘેરશે ઇનસાફ તમને,
આવશો તો ખેંચાશે "મરસી" રે—તમે૦ ૭

છે તાબે થવામાંજ તારણ તમારૂં,
પછી તો જેમ શેઠની મરજી રે—તમે૦ ૮

નરસી સમ થાય હાલત તેની નરસી,
તપાસે ન હાલત જે સરસી રે—તમે૦ ૯

## ચાંદરાતની સાંજે બેકબે તરફનો ખુશનુમા દેખાવ.



"સુરત શેહેરના તે લોક દગાખોર છે જો"—એ રાહ.

ચાલો બેનીઓ સીંગાર સજી નાજમાં જો,
ખોલીછ ચાંદરાત નવી સમી સાંજમાં જો–૧

જોઇ ઉલટે સુદ બીજના નવા ચાનને જો,
ભરીએ આશ નવીથી આપણ દીલ જાને જો–૨

કેવો શોભેછે કીનારો આજ આ બેકબે જો,
નથી ગમત માતર અહીં એક બે જો–૩

મચીછ કુદરતની શોભા અહીં સામટી જો,
જુવો ચંદરની રૂપેરી નાની કાંમઠી જો–૪

જુવો શુકર સેતારો હીરા સરખો જો,
નવા ચાંદનો કમાનથી છે ગજ ઊંચો જો–૫

જુવો છેડે ઝાંખી ઝળખતાં રોશની જો,
જુવો સમુદ સંપાટી અગણીત કોસની જો–૬

ધુરે સુખે સ્વછ પવન લેહેકીને જો,
દીલથી દુઃખ દરદનું નામ છેકીને જો–૭

જુવો સાંમે આ ઊંચી મલબાર ટેકરી જો,
જુવો રેલવે આ બાજુ જોશમાં દોડતી જો–૮

જુવો પેલી ગમ દીપતો દીવાદાંડીને જો,
જુવો જોશમાં જતી ઘોડા ગાડીને જો–૯

જુવો મલીયોછ આ મેલો રલયામણો જો,
આપેચ ખેયાલ તે પારસી દમામનો જો–૧૦

જુવો નાજુક બાલકો કુદતાં ખેલતાં જો,
જુવો કુટંબ સુખી હસતાં બોલતાં જો–૧૧

લેવો મોહડું મોઠું કરવા મીઠાઇને જો,
સાથે ખાઇશું સંપી, ઘેરે જઇને જો–૧૨

ગમત ભોગવી દેખાવ સુંદર જોઇને જો,
ગાઇએ વખાણ કુદરતને દીલથી મોહીને જો–૧૩

ખરાં દીલથા સુખ ને સંપ ઇછયે જો,
ચાંદરાતની મજાહ જોઈ એમ રીજીયે જો–૧૪

છેલે માનયે ઉપકાર દાતરડાંજીનો જો,
જોડયો ગરબો ચાંદરાતની રૂડી સાંજનો જો–૧૫

## પુનરવીવાહના ઓચ્છવનો આનંદ.

ગીતો ગાઇયે તે અંગના ઉમંગથી જો;
દહાડો દીઠો તે આ સુધારા સંગથી જો, ગીતો. ૧

ભલે ભાંગી ભલ્લી ભાવટો ભવ તણી જો;
ગઇ નીકળી તે સામટો સુલો ઘણી જો, ગીતો. ૨

શીખાતાં પોખાતાં બહુ હર ઘડી જો;
સહુ આવતાં તછોડવાં ચહડી ચહડી જો, ગીતો. ૩

રંડાપાની પીડા સહી મથી મથી જો;
હાસ ! છુટયાં તે સીંહના શીકારથી જો, ગીતો. ૪

અરે પીડા પાંમ્યા તે વરષ શેંકડો જો;
હવે બળવાં માંડયાં હવે વ્હેમના થડો જો, ગીતો. ૫

રંડાપા તણો ભાર ઉતારવા જો;
ખરે અવતરીયા અંગરેજ સુધારવા જો, ગીતો. ૬

ધનધન વરતમાન પત્ર પ્રંબધો કથી જો;
તમે કીધી ન થાય તે તો કોઇથી જો, ગીતો. ૭

ભલો પાડયો તે કોટ વ્હેમો તણો જો;
વાવા શુરો વાધીઓ મહીમા ગણો જો ગીતો. ૮

છુટયા બંધ બંધીવાનના ભવ તણા જો,
હરેખ દેશમાં રમે કુદે સોહામણા જો; ગીતો. ૯

થાયે સાથીઓને ઘેર રૂડા ઓચ્છવ જો;
એકો વારે આનંદનો ધન હવો જો, ગીતો. ૧૦

મોટો માનીયે તે પાડ સરવે સાથનો જો;
જેની મ્હેનતે લીધોજ લ્હાવો ઘણો જો, ગીતો. ૧૧

દીવશ આજનો લખાશે ઇતોહાસમાં જો;
કયા ચાલશે તે દેશ વીદેશમાં જો, ગીતો. ૧૨

વાગે વાજાં વેલાતી ભાંતનાં જો;
શાશા કહીયે વળી બ્હાર પુલ્કા નાચના જો, ગીતો. ૧૩

મંગળ મુખી ગાએ તે મંગળ ગીતને જો;
સાકર પાન ને ગુલાબ મળે સરવેને જો, ગીતો. ૧૪

સખી જમોયે જરૂર કંસાર ઘી જો;
હવે ન્હાસી સંતાઈ ગયો પારધી જો, ગીતો. ૧૫

નહીં સ્વપ્નમાં દીઠું તે કદી ભાળીએ જો;
સ્વરગ સુખ પુનરલગ્ન અહીં મ્હાલીયે જો, ગીતો.૧૬
જેટલું દુખ તેથી સોગણું સુખડું જો;
મન માન્યું તે સરવે અંગે અડયું જો, ગીતો.૧૭
વરો જે મલ્યા તે આપણી પ્રસન્નતા જો;
ચતુર ડાહ્યા ગુણીજને સુધારતા જો, ગીતો.૧૮
મોટી એજ રે ખુશી કે વ્હેલા ફરી જો;
થયા તે વડીલ સંમતી લઇ કરી જો, ગીતો.૧૯
પેહેલું માન મોટું મલ્યું આપણે જો;
બહુ કીરતી કવી લોક ગ્રંથે ભણે જો, ગીતો. ૨૦
હવે આપણું જોઇને બીજી કરે જો;
રૂડી રીત તે ફેલાય દેશો ખરે જો, ગીતો. ૨૧
નીતી ઊધમો વધે ને પરજા વધે જો;
જેથી થાશે સુધારો ઝટ્ટરે હવે જો, ગીતો. ૨૨
આજજ ઊઘડયો દરવાજો સુધારા તણો જો;
થજો સરવનું કલ્યાણ આશીષ ભણો જો, ગીતો. ૨૩
મંગળ મંગળ ગાઓની સહુ માનની જો;
બોલો જે જે જે જે બ્રહ્મનો ધણી જો, ગીતો. ૨૪

## રૂડી ચાલે ચાલવા વીશે.

ચાલો તમે ચાલ ઘણી રૂડી
મુકી દેવી વાણી હોય ભુંડી—ચા૦ ૧

રમવું તો ડાહ્યાંની સાથે
કે કજીયો નહીં આવે માથે—ચા૦ ૨
વસ્ત્ર વગરનાં નહીં ફરીએ
માબાપોનું બોલ્યું મન ધરીયે—ચા૦ ૩
ભુંડી પાળો સાથે નહી રમીએ
બોલેલું વાહાલાનું ખમીએ—ચા૦ ૪
બીજા જેવું કાંઈ લેવા માટે
ન લડીએ મોટાંની સાથે—ચા૦ ૫
સાચું બોલે તે સારી
જુઠે તો દુઃખ થશે ભારી—ચા૦ ૬
વીદ્યા ભણશે જે નારી
તેના પર જઈએ બલીહારી—ચા૦ ૭
ધંધા વગરનાં નહી ફરીએ
મેહેતાજીની શીક્ષા મન ધરીએ—ચા૦ ૮

---

## સને ૧૮૭૫ નાં સાલમાં અમદાવાદ ખાતે રેલથી થયલી ભારે ખરાબી વીશે.

"મહા કોપ થયો તે કલી કાલમાં જો"—એ રાહ.

હરીકોપ ઉતર્યો અમદાવાદમાં જો,
ઉઠી ઝાલ દીલે ભર વરસાદમાં જો—ટેક.

માત સાબરમતી આવયાં રોષમાં જો,
ભોગ શેહરનો લેવાને મચયાં જોશમાં જો—૧

ઘેર્યું શેહેર સામટું જબરી રેલથી જો,
લખ્ખો જીવો ધુજાવયા જલ ખેલથી જો—૨

દીવસ ચાર સુધી તે પાણી વચમાં જો,
બેટ ડુબતાં સરખી દાખવી રચના જો—૩

શેહેર કાંપ ને સ્ટેશન છુટાં પડયાં જો,
વચે રેલ માતાજી ફરી વલયાં જો—૪

પડો હજારો ઘરો તણાઇ ચાલયાં જો,
તરતાં તણખાં પેરે છાપડાં માલીઆં જો—૫

કંઇક મોહોલા તો તણાઇ આખા સામટા જો,
થયાં ઉજડ, આંખને દુઃખ આણતા જો—૬

પુલો બબે રાક્ષો ઘસડાઇ ચાલયા જો,
રેલ માતાએ રમકડાં પેરે ઝાલયા જો—૭

ઘણાક જીવો અપાયા સાથે ભોગમાં જો,
મેલી રડતાં પાછાં વાહલાં વીયોગમાં જો—૮

તુટા વેપાર ધંધા તણા ટાંટીઆ જો,
ખાઇ જીવયા કંઇક તો ચણા ગાંઠીઆ જો—૯

ખબર ફેલાતાં મુંબઇ ને ગુજરાતમાં જો,
લોકો પડયાં અફસોસ ને ગભરાટમાં જો—૧૦

બનયો બનાવ ઓચીંતો સપના સરખો જો,
બેઠો સુરજ પેઠે દાહાડો નરસો જો—૧૧

કરી ખરાબી આપને મન ભાવતી જો,
વરયાં ચાર દીને માત સાબરમતી જો—૧૨

સને અઢારસો પંચોતેરના સાલમાં જો,
અમલ અંગરેજી–સુધારાના કાલમાં જો–૧૩

દહાડો નરસો બેઠો સારાં શેહેરનો જો,
ડોલો કુદરતે કીધો તે પર કેહરનો જો–૧૪

સઉ અચંબો પામે જુવાન ઘરડું જો,
ખેદ પામયું છે હસતું દાતરડું જો–૧૫

## પતીનું રૂસણું તોડવાની ગરબી.

"હુંતો ઈશ્વરને પુજવાને નીસરી રે લોલ, ચોખા
કંકાવટી વીસરી રે લોલ"—એ રાહ.

કહું તે સખી તું કોઇને કહીશ માં રે લોલ,
કાલે રહયાતા કંથ રીશમાં રે લોલ;
એક બોલ ન આવ્યો મારા ઉચ્ચારમાં રે લોલ,
તે ઘડીયે હું પડી વીચારમાં રે લોલ. ૧

શાને માટે રીસાયો જાયો સાસુનો રે લોલ,
આંખે પ્રવાહ વહે આંસુનો રે લોલ;
ખાન પાનને ભુલી હું ગીતગાનને રે લોલ,
ભુલી શરીર કેસ ભાનને રે લોલ. ૨

દીઠે ફુલ થાય શુળ તો શરીરમાં રે લોલ,
હેત ગયું તુટી હીર ચીરમાં રે લોલ;
મને શુળી સમાન લાગ્યું સાસરૂં રે લોલ,
સુજે નહી જે હવે શું કરૂં રે લોલ. ૩

ચડયો ચાંદો આકાશે ભલા ભાગ્યનો રે લોલ,
ભડકો ઉઠયો તે જાણું આગનો રે લોલ;
મેના પોપટ જે બોલે મુખે મીઠડાં રે લોલ,
દુખમાં મેં શતરૂ જેવા દીઠડા રે લોલ. ૪
ભાસે વાડી તો ઝાડી ભયંકારશી રે લોલ,
આંખોના પાટા જેવી આરશી રે લોલ;
હું તો ઉઠી જઇ બેઠી દીવા આગળે રે લોલ,
કાંઇક પડી ત્યાં નજર કાગળે રે લોલ. ૫
કીધો શોધ તો સ્ત્રી બોધનું ચોપાનીયું રે લોલ,
વાંચવા તે સારૂ મન માનીયું રે લોલ;
ગરબી રૂસણું તોડયાની રૂડા રાગમાં રે લોલ,
ભાળી રૂપાળી છેલ્ના ભાગમાં રે લોલ. ૬
લઇને ગાવા લાગી હું જીભેજે ઘડી રે લોલ,
ત્યાંથી ઉઠીને આવ્યા તે ઘડી રે લોલ;
હેત આણી વખાણી વાણી બોલીયા રે લોલ;
દીલમાં હરખીને ઘણું ડોલ્યા રે લોલ. ૭
જાણું ધન્ય રે ઘડીને ધન્ય રાતડી રે લોલ,
છુટયો કલેશ ઠરી છાતડી રે લોલ;
ભલે આવ્યો આકાશ ચઢી ચંદ તું રે લોલ,
આપેછે આજ તો આનંદ તું રે લોલ. ૮
એમ વાંચ્યે સ્ત્રીબોધ બોધ ઉપજયો રે લોલ,
ભાઇ રે કવી તારૂં ભલું થજો રે લોલ;
ગરબી સાંભળીને રાખશે જે રૂસણું રે લોલ,
પાપ તેને માથે પરથવી તણું રે લોલ. ૯

એમાં બુદ્ધી વીષેશ વાલુ જે હશે રે લોલ,
તુરત તે અબોલા તજી બોલશે રે લોલ;
વીતીવાર તે લગાર નાવે વાળીને રે લોલ,
સંપે વસો સદા સંભાળીને રે લોલ. ૧૦

નથી વસવું મળીને વરશ સો બસે રે લોલ,
પંખીના મેળાની પેઠે થશે રે લોલ;
નહી ક્યારે કલેશ લેશ કીજીયે રે લોલ,
પ્યારેથી પરેમરશ પીજીયે રે લોલ. ૧૧

મહારાજા-ધીરાજ તેથી રીજશે રે લોલ,
નહીતો ખરે ખરા તે ખીજશે રે લોલ;
રૂદે રાખો રૂડાં દલપતરામનાં રે લોલ
કોટી પરકારે કેણ કામનાં રે લોલ. ૧૨

## અંગરેજી નહી શીખેલી સ્ત્રીનો બલાપો.

સખી મારૂં નસીબ ઘણું છે નાહનું,
બલી મરવાનું, બલી મરવાનું.
સખી મારૂં નસીબ૦-

સખી મને સુખ નથી આ જગમાં,
મનુશના ઢગમાં, મનુશના ઢગમાં.
સખી મને સુખ૦-

સખી મારૂં જીવતર છે ફોકટનું,
આશાની ઘટનું, આશાની ઘટનું,
સખી મારૂં જીવતર૦-

સખી મને નીતે બલાપો થાય,
જીવડો આ જાય, જીવડો આ જાય,
સખી મને નીતે૦—
સખી મને કદી નથી કંઇ ચેન,
અફસોસની ઘેન, અફસોસની ઘેન,
સખી મને કદી૦—
સખી મને વેલે ખાવું નહીં ભાવે,
પાછું ચાલી આવે, પાછું ચાલી આવે,
સખી મને વેલે૦—
સખી મને રાતે નીંદ નહી આવે,
સવપના ગભરાવે, સવપના ગભરાવે,
સખી મને રાતે૦—
સખી એ સઘલાંનું મુલ છે એજ,
સાંભલ તું તેજ, સાંભલ તું તેજ,
સખી એ સઘલાનું૦—
સખી હું શીખી નહીં અંગરેજી!
ઠરી રેજી પેંજી! ઠરી રેજી પેંજી!
સખી હું શીખી૦—
સખી હું "એલેકજાનડરીઅન" નહીં થઈ!
મુરખી રહી ગઇ! મુરખી રહી ગઇ!
સખી હું એલેક૦—
સખી તેથી વજન મને નહીં કંઇ!
સોભા બધી ગઇ! સોભા બધી ગઇ!
સખી તેથી વજન૦—

સખી એ જીવતર તે શા કામનું !
મનુશ રૂપ નામનું ! મનુશ રૂપ નામનું !
સખી એ જીવતર૦—
સખી એથી મોહત ઘણું છે સારૂં !
બીજું શું વારૂં ! બીજું શું વારૂં !
સખી એથી મોહત૦—

## આફગાન લડાઇના ખરચનો બોજો હીંદુ-સતાનને માથે નહી નાખવાને ઈંગલંડને અરજ.

"મીઠડાં ગોરસ લયો ગોરસ લયો"—એ રાહ.

બાઇજી કરૂપા કરો રે કરૂપા કરો—ટેક.

ગણી વડીલ બેહન પાય લાગું રે,
જાણી કરૂપાલુ કરૂપા તમ માગું—બાઇજી ૧

નવો નાખતાં લડાઇનો બોજો રે,
મારી કમ શકતી ભણી જોજો—બાઇજી ૨

રકમ રૂપીઆની એક કોટી રે,
નથી બીસાદ તમને તો મોટી—બાઇજી ૩

પણ નીરધર નબલી હું નારી રે,
છેક કચડાઇ મરશ બીચારી—બાઇજી ૪

એવી મરજી તમારી સુણી રે,
થઇછ ધસકે હું રૂની પુણી—બાઇજી ૫

નથી પેટીમાં બાકી નાણાં રે,
જુવો ગજવાંબી છે કાંણાં-બાઇજી ૬
પડી ભાગાછ વેપાર ધંધા રે,
મારા ઉપર ખુટ્યાછ સંધા-બાઇજી ૭
પુરી લુટી લીધી દુકાલે રે,
વધુ કલેજું મેઘજી બાલે-બાઈજી ૮
નથી ભરાતું જો પેટ જાની રે,
ભરૂં લડાઇનું હોજરૂં ક્યાંથી-બાઇજી ૯
દીધા જીવના ભોગ તો ભારી રે,
માની ઇછા આજ્ઞા તમારી-બાઇજી ૧૦
એ લડાઇમાં કીરતી છે પારી રે,
તમ ગાંઠે તે બંધાશે-બાઈજી ૧૧
થશે જગમાં તમ બોલ બાલા રે,
થશે મુદઇનાં મુખડાં કાલાં-બાઈજી ૧૨
બેહેન મોટાં, એટલા માટે રે,
આપો ખરચ દુલે હાથે-બાઇજી ૧૩
મારાં છઇઆં નીરભય રહેશે,
સદા આશીશ તમને દેશે-બાઇજી ૧૪

## પતીનાં રૂસણાંથી તેની સ્રીને થતું દુઃખ.

સખી રૂઠયોછે આજ રસીક સામળો જો;
હશે પાટલાના પેટમાં શો આમળો જો-સખી૦ ૧

સખી ખાવા ધાયેછે ચંદન ખાટલો જો;
નથી કોદી રીસાયો તે સુંદર આટલો જો. સખી૦ ૨

સખી ચંદ્ર મને આજ બાળેછે બહુ જો;
સજન સાથ સહીયર મ્હાલતી હશે સહુ જો. સખી૦ ૩

સખી વાળા વીજણ વાતે લુ લહું જો;
ભભુકા ઉઠેછે ભીતરે શું શું કહું જો. સખી૦ ૪

સખી બોલી ન ચાલી રીસાવા સમું જો;
વીના કારણે આ વેદના કેમ ખમું જો. સખી૦ ૫

સખી પાણી મુક્યું ન હું પીઊં જો;
અરે લાવ મનાવી તુને પાયે નમું જો. સખી૦ ૬

સખી નરમદાને દુખ કેમ આલતો જો;
કહેજે આવી જરા ઓ ભુંડા તું હાલતો જો સખી૦ ૭

કહેજે નરમદા મુકી તું કાંહાં મ્હાલતો જો;
લઇ ગાલ રે દરસાવ જુઠું હાલતો જો. સખી૦ ૮

---

## પુતરીને ભણાવવા વીશે.

સુણો માનવી જે વાત એક કામની જો
નથી જાણતા તે માનશે બદામની જો. સુ૦ ૧

તમે પુતરીને ભણાવો ઘણા ભાવથી જો
વીદ્યા શીખશે તે આપણા સવભાવથી જો. સુ૦ ૨

થાયે દીકરી સુબુદ્ધી તણી તાહરે જો
વાંચે ગ્રંથ નીતી શાસ્ત્ર તણા જાહરે જો. સુ૦ ૩

ખરચ ઘર તણો લખીને આપે હાથથી જો
વાંચી નાથ રાજી થાય ભલી ભાતથી જો. સુ૦ ૪
બોધ વચન વાંચી બુદ્ધી થાય નીરમળી જો
ક્રોધ વચન તજી સગાંમાં રેહે હળીમળી જો. સુ૦ ૫
લાગે બોધ જો ભણેલી હોય ભામની જો
હીણી ચાલની નઠોર નાર નામની જો. સુ૦ ૬
માત ભણેલીના બાળ ભણે સેહેલથી જો
એમ જાણીને ભણાવો પુત્રી પ્હેલથી જો. સુ૦ ૭
બોલ મેહેતાજીના હેત ધરી માનશે જો
મુકો પુત્રીને નીશાલે સુખો તે થશે જો. સુ૦ ૮

## સોહવાસનોને વીધવા વીનંતી.

સુણો સુચના તે સર્વ સોવાસણ જો;
રાંડી રાંડને તે આશરો દેવો ઘણો જો, સુણો. ૧
વોધવા દુઃખ તે પતીને કહો જણાવજો જો;
સમજાવીને દયા રૂડી ઉપજાવજો જો, સુણો. ૨
દઇ ઊત્તેજનો રાંડીને આગળ કરો જો:
પછી સર્વ ઘણી સાથ મદદે ફરો જો, સુણો. ૩
વોધવા પીડ નીવારવો ધારશો જો;
રૂડું કાજ પરમાર્થે પાર પાડશો જો, સુણો. ૪
કરી લગ્ન રાંડી તણાં તમ હાથ છે જો;
કરો ઝટ્ટ હવે દેશ સહુ સાથ છે જો, સુણો. ૫

થાય હેસુ ને શંડેલી ભેળી સહુ જો;
પછી પુરૂષનું શું ચાલશે કહો બહુ જો; સુણો. ૬
તમે છોજ કરનાર ચતુર નારીયો જો;
કરૂં દુ:ખથી જે સુચના તે લીયો જો, સુણો. ૭
માની વાત મંગળ કાજ રૂડું કરો જો;
કહે નર્મદા ખરૂં તે ઉરમાં ધરો જો, સુણો. ૮
ફરી ફરી કહું છું બ્હેન, વીદ્યા ભણજો રે;
લાજ વધારી એ ને લાભો ગણજો રે, સુણો. ૯
વીદ્યાથી સંતોષ, છે વળી ન્યારો રે;
બહુ સમશો સહુ રોષ, સાચું ધારો રે. સુણો.૧૦
વીદ્યાથી લઇ જ્ઞાન, ભવના પાશો રે;
ઝટ તોડી સહમાન સ્વર્ગે જશો રે. સુણો.૧૧

## તચાક જુવાનયાઓના ચેસટા.

એ તો ચાલ્યો બેંડ સટાંડ,—લાલ રંગીલો.
અકડીને ખાતો ખાંડ.—લાલ રંગીલો.
ચોલી સમ ડગલો તંગ,—લાલ રંગીલો.
ચમકતો તેનો રંગ. —લાલ રંગીલો.
કમર દેખાડે બહુ,—લ લ રંગીલો.
પાતલી જોઇ હસે સહુ.—લાલ રંગીલો.
લઇ હાથમાં "લેડી સટીક"—લાલ રંગીલો.
નહીં રાખે વાઘની બીક.—લાલ રંગીલો.

પગમાં પેહેરે "લેડીસ બુટ!",—લાલ રંગીલો.
તે રૂમાલે નુછવાની છુટ.—લાલ રંગીલો.
તંગ પાયજાની ઇજાર,—લાલ રંગીલો.
માંહે હોય જુ બે ચાર.—લાલ રંગીલો.
પાઘડીના ઉભા પેજ,—લાલ રંગીલો.
આપે સુપડાંનો અવેજ.—લાલ રંગીલો.
ચાલે વાંકી રાખે કમર,—લાલ રંગીલો.
દેખાડે સહુને ડંમર!—લાલ રંગીલો.
ચાલે ધીમી ધીમી ચાલ,—લાલ રંગીલો.
પાડે સુંદરીઓના ફાલ!—લાલ રંગીલો.
દીશે નર રૂપમાં નાર!—લાલ રંગીલો.
ખરેખરો બાયલો અવતાર!—લાલ રંગીલો.
જીઆં બાનું એક દેખાય,—લાલ રંગીલો.
તીઆં જરૂર લટકાવ થાય.—લાલ રંગીલો.
એવા લાલ કંઈકે છે આજ,—લાલ રંગીલો.
મુંબઈમાં કરતા નાજ.—લાલ રંગીલો.
તેમણી વખાણની આ વાત,—લાલ રંગીલો.
ખરી શીખામણની ધાત!—લાલ રંગીલો.
ફરો મોડે એવા જવાન,—લાલ રંગીલો.
તમ કોરતીનો છે એ નીશાન!—લાલ રંગીલો.



## ભુંડી સ્ત્રી વીષે.

"શેઠ સગાલસા સાધુને સેવે"—એ રાહ.

ભાઇઓ જેનો ભારજા ભુંડી રે, તેને પીડા અંતર ઊંડી—ટેક.

લજ તજીને લડાઇ કરે, નીત્ય ભાળવા લોક ભરાય;
સારાં માણસના ઘરનું વગોણું જોણું જગતને થાય.
ભાઇઓ. ૧

જેમ બોલાડી ઊંદરને જુએ, એમ નાથ સામાં કરી નેણ;
પગથીતે પ્રગટે માથા લગી, એવાં વાંકાં કાઢે વેણ,
ભાઇઓ. ૨

ચાર ઘડી પેઊ ચોટે ટળે ત્યારે, સુખ બંનેને થાય;
ઘડિયે આવોને ઘેર બેસે, ત્યારે શેર લોહી સુકાય;
ભાઇઓ. ૩

પોહોર ચડે દીન પોઢીને ઉઠે, ચોંપે લડાઇનો ચાલ;
જો લડનાર કોઇ ન જડે તો, પડતાવે પોતાના બાલ,
ભાઇઓ. ૪

સ્નેહ કરી કદિ સ્વામી સંગાતે, બેશી ન બોલે વાત;
ધુમાડાની પેઠે ઘેંધવતી રહે, રોષ ભરી દીન રાત;
ભાઇઓ. ૫

પેઊ થકો તો ઘણીજ પોતામાં, સમજણ જાણે સદાય;
દેવ થાકે તો મનુષ્યના મુખની, શિખામણ શું થાય;
ભાઇઓ. ૬

પંડિત શાસ્ત્ર ભણેલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરખોના મોઢાના, તેજ દુંકારા ખાય;
ભાઇઓ. ૭

જેને વિતી હોય તે નર જાણે આણે બીજા અહંકાર;
ડહાપણનો દર નાહો કદી, કોઇ ગરવ ન કરશો લગાર;
ભાઇઓ. ૮

## ફેફીની બાયડીનો વીલાપ.

"ઓધવજી સંદેશો કહેજો શામને"—એ રાહ.

મા મુજને કેમ દિધી રે કેફી કંથને,
કાહાડયાં શોધી કિયા જનમનાં વેર જો;
જનમ સમે નવ આણ્યો મારા અંતને,
ગળહુતીમાં ઘોળી ન પાયું ઝેર જો; મા મુજને. ૧
ઉછેરી નાંખી રે બળતી આગમાં,
ઉગરવાનો નથી હવે ઉપાય જો;
ભોગવવું દુઃખ લખ્યું રે મારાં ભાગ્યમાં,
રજની દહાડા રડતે વીતી જાય જો; મા મુજને. ૨
આવરદા મારી રે અતિ લાંબી થઇ,
તરાગ નહો જે તોડયે તુટયો જાય જો;
કરમતણી કહાણી રે કયાં જાયે કહી,
છાંય કુવાની કુવા વિષે સમાય જો; મા મુજને. ૩
શું કરવું જીવીને આ સંસારમાં,
હાથે મરૂં તો આતમ હત્યા થાય જો;

સાત જનમ પામું રે શોક અપારમાં,
પાર ન આવે કરતે કોડ ઉપાય જો; મા મુજને. ૪
રમવું ને જમવું તો મુજને નવ ગમે,
માથે ઉગ્યાં દુઃખનાં મોટાં ઝાડ જો;
એ દુઃખથી છોડાવે મુજને આ સમે,
પુરણ માનું પરમેશ્વરનો પાડ જો; મા મુજને. ૫
ફરી જનમ ધરશું રે ત્યાં સુખ પામશું,
આ અવસર તો એલે ગયો અવતાર જો;
હઇયું કઠણ રાખી રે હિમ્મત રાખશું,
ભાગ્યે લખિયો દઇવે આ ભરથાર જો; મા મુજને. ૬
પાપ નથી કીધાં મેં આવડાં આ પળે,
પ્રગટયાં આવી પેલા ભવનાં પાપ જો;
લેખ લખ્યા દઇવે તે ટાળ્યા નવ ટળે,
કરમ કરે તે ન કરે મા ને બાપ જો; મા મુજને. ૭
દિલમાં એમ સમજીને દુઃખ ન માનવું,
રાખું હઇયામાં કેનો ઉપર રોષ જો;
ભવ પેલે કીધાં તે ભોગવી છુટવું,
દલપતના સ્વામીને ન દેવો દોષ જો; મા મુજને. ૮

## કજોડાંની ફજેતી.

"મારા રે શ્વામી ભોલો ને વહાલા,"–એ રાહ.

માહારા રે સ્વામી મારાથી છોટા,
કહે સખી કયારે થશે મોટા. ટેક.

બાળપણમાં પરણીને હરખી.
પરણ્યો પરણી હું તો વીના પરખી; મારા. ૧
કજોડાની કહાંણી શુણો ડરતી,
સમાઈ જાઊં મારગ જો દે ધરતી. મારા. ૨
પતી પેહેરી પોતડી નવ જાણે,
કહો એની પરણી શું સુખ માણે. મારા. ૩
ચતુરા હું ચઉદ તણી પુરી,
ન્હાનો નાથ નવનો મરૂ જુરી. મારા. ૪
કકો કાઢી જાણે નહી કદી,
કાપે મારાં કાલજડાં ભેદી; મારા. ૫
સહુ સખો સાન કરે સાલે,
કજોડાંની ભારજા કહી બાળે; મારા. ૬
સખી રે મારે કરમે કજોડું છે,
તેથી આખા જગતમાં વગોણું છે; મારા. ૭
કહે દુઃખ અંતર કયાં કહીએ,
કયાં સુધી મહીયરમાં રહીએ; મારા. ૮
માં બાપોએ જોડું નવ જોયું,
જોબન મારૂં એલે તો ખોયું; મારા. ૯
મલ્યો મને નાવલીઓ નાનો,
રડે કેમ કરીને રાખું છાંનો; મારા. ૧૦
આલી આજે કાલ મારે કરવો,
સંકટ સમે દોષ તે નવ ગણવો; મારા. ૧૧

મારી ભેટ આખરની જાણી,
ભેટી લે તું પરેમ પ્રીયા આણી; મારા. ૧૨

જીવો ઝાઝા દીવસ તમે જગમાં,
મારે હવે એના તો સ્વપના; મારા. ૧૩

અરજ અદા તું આલો ઉર ધરજે,
જાહેર સહુને મારૂં દુઃખ કરજે; મારા. ૧૪

કજોડથી કષ્ટ ઘણાં રહે છે,
કજોડાની આંખે આંસુ રહે છે; મારા. ૧૫

## માકણનો સંતાપ.

માકણે માડ્યો ઉતપાત, માકણ કઇડે છે,
હવે કોને કહીએ વાત, માકણ કઇડે છે,
હવે કયાં જઇને રહીએ રાત—માકણ કઇડે છે—ટેક.

માકણ ચાંચણ જુએ જતીને મારયાનું બહુ પાપ રે,
અરધી રાતરે ભગવંત સમરયા માકણને પરતાપ
માકણ. ૧

નવી વહુને માકણ કઇડયા કઇડયા સારી રાત રે,
બાટલે પાંસાં ઘસીને બઇડે પાડી ભાત
માકણ. ૨

મોયાં ભાઇને માંકણ કઇડયા ચટકે ચઢી રીસ રે,
આટલો ખંખેરવા કાઢયો ભાગી નાખી ઇસ
માકણ. ૩

માકણ મુવા મસ્તીખોર આવે લારો લાર રે,
દીવાનુ દીવેલજ ખુટયું તોય ન આવ્યો પાર
માકણ. ૪
એકને મુકી બીજો ઝાલયો ત્રીજો નાશી ગયો રે,
ઉતાવલથી ઝાલવા ગઇ તો દીવો શણો થયો
માકણ. ૫
આખી રાત વેણી મુવા પણ તોય ઓછા નવ થાય રે;
કંઇ ખાટલાના પઇઆમાં ને કંઇ ભેંતોમાં જાય,
માકણ. ૬
વેંણયા વીના વધી જાય ને પછી ન આવે પાર રે,
એક જો છતે જીવતો હોય તો તેનો ચાલે વીસતાર
માકણ. ૭
ખાટલા ખંખેરો નાંખો ગોદડા તડકે નાખો રે;
ભેંતે જો માકણ જતા હોય તો તે નજરમાં રાખો
માકણ. ૮

## ભરત ભરવા અને ચીતર ચીતરવા વીશે.

આવો આવો રે શિખિયે આજ, ભરતજ ભરવાને
લાવો લાવો રે સઘલો સાજ, ચિતર ચિતરવાને ટેક
ચિતર ચિતરવા ને ભરતજ ભરવા
માત પિતા મન હરવા રે,
જગત કર્ત્તાના કરતબ્યો ને
કાંઇ કાંઇ ઉતેજન કરવા. ભરત૦ ૧

પોપટ ચીતરે ને પાંજરૂ ચિતરે,
ચિતરે ગાયો ચરવા રે,
ફુલ ઝાડે તો ફુલડા ચિતરે ને
ચિતરે આંબે મરવા. ભરત૦ ૨
ચતુર મનુષના ચેહરા ચિતરે,
સજ્જનને સાંભરવા રે,
ચિતરે મંડપ ચોરી મધ્યે,
વર વહુ બેઠાં વરવા. ભરત૦ ૩
ભણતર ભણતી કુંવરી ચિતરે,
શિખતી પાઠ સુધરવા રે,
પનઘટની પણિયારી ચિતરે,
હોય જતી જલ ભરવા. ભરત૦ ૪
નિરમલ જલની નદિયો ચિતરે ને,
ચિતરે ગિરિવર ગરવા રે,
નાટક શાલામાં નટ ચિતરે ને
ચિતરે નરપતિ નરવા. ભરત૦ ૫
પરવતતા પાયામાંથી જે,
ઝરણાં લાગે ઝરવા રે,
તે ચીતરીને હોમગોરી ચીતરે,
ઠંડકથી જળ ઠરવા—ભરત૦ ૬.
શીતળ વાયુ વાય શિયાળે ને
લાગે પાન વિખરવા રે,
વૈશાખે વન વેલો ફુલ ને
જળ વરસે ભાદરવાના—ભરત૦ ૭.

ચિતરોને સજની મોતની મૂર્તિ
દુષ્ટ કરમથી ડરવારે
ભાવે પ્રભુના ભજનિક ચીતરો,
અવસર અંત ઉગરવા. ભરત૦ ૮.

રતન સહિત રતનાગર ચીતરો ને
ચિતરો નાવ ઉતરવા રે,
સુત ધવરાવતી સુંદરી ચીતરો,
પ્રીતિ પુત્ર ઉછરવા. ભરત૦ ૯.

ઝમરૂખ ચીતરો ને હાંડીઓ ચીતરો,
ભોંઇ જાજમ પાથરવા રે
ખુબસુરતની છબીઓ ચીતરો,
રંગ મેહેલમાં ધરવા ભરત૦ ૧૦

વીધ વીધના કાંઇ વાસણ ચીતરો,
ઘરમાં ઘણું વાપરવા રે,
ગાડી બગી ને ચારટ ચીતરો,
સાંજ સવારે ફરવા ભરત૦ ૧૧

ચિતર થકી ચીત ચીંતા ટળવા
શોક સકલ પરહરવા રે,
દલપતરામ કહે દુનીઆમાં,
સુખથી દીવસ નીસરવા ભરત૦ ૧૨



# પુનર વીવાહના આગેવાનોને વીધવા વિનંતી.

" ચાલની ચાલની ચાલની રે બેની ભણવા નિશાળે
ચાલની "—એ રાહ.

જાલથી જાલથી જાલથી રે
ભલા છોડવો દુખી મછી જાલથી—ટેક

હીંમતી દયાલુ સરવ મહાજનોને,
વીનંતી છે વીધવા કંગાલથી રે. ભલા૦ ૧

કામ આ ભારે માથે લેવાને,
પાર તે પાડો સંભાલથી રે. ભલા૦ ૨

ડરશો ના જરા, અજ્ઞાનોનાં હુલડ,
ધમકી અને ભુંડી ગાલથી રે. ભલા૦ ૩

જાણોછો દુખો હમો ખમ્યે જે,
ભારે ખરે સેંકડો સાલથી રે. ભલા૦ ૪

દરીએ પડયા તો સીપો કહાડીને,
સીંગારો સુખ મોતી લાલથી રે. ભલા૦ ૫

સંકટના મોજાનો ધજા તોડીને,
કીનારે પોંહચાડો શુભ તાલથી રે. ભલા૦ ૬

રોપો રૂડો રોપ્યો, મરવાન દેશો,
સુફલ ચખાડો તે ડહાલથી રે. ભલા૦ ૭

ખોકડાં સતાવે છે ઘાતકી વાઘ જે,
મારો દયા તલવારથી રે. ભલા૦ ૮

તન બાગ હમારો દુખે સુકે છે,
ખીલવો તે જલ જીવાલથી રે. ભલા૦ ૯

ધણી વીનાનીને માથે રે થાવો,
ટકે ગોવાલું ગોવાલથી રે. ભલા૦ ૧૦

દુ:ખને પહાડે કચડાતાં બચાવો,
છોડવો પરીતના દુકાલથી રે. ભલા૦ ૧૧

શીક્ષક વીના શોષયો જેમ બગડે,
હમો છઇએ તે મીસાલથી રે. ભલા૦ ૧૨

શરમ ભરમ છોડી પાપી થવાય છે,
તેરવો તે પાપ વીકરાલથી રે. ભલા૦ ૧૩

દુખો પણ બમ્યે ને પાપી કેહેવાયે!
શો દોશ કરયો રાંડી બાલથી રે? ભલા૦ ૧૪

જીવતર જલો રે! અવતાર બલો રે!
હરો છોડવ એ જંજાલથી રે! ભલા૦ ૧૫

ચુડા ફોડીને બાલો બોરીને,
બોડકી કરો શુભ હાલથી રે— ભલા૦ ૧૬

મેહેણાં ને ખુણાં તે કેટલાં રે સહીએ?
બમ્યું ઘણું દેશ ચાલથી રે. ભલા૦ ૧૭

જુવાની ને જોબન જલી રે જાયછે,
બુઢીઆ દીસ્યે બેઠા ગાલથી રે. ભલા૦ ૧૮

પેલી સુવાસીનોનાં સુખ જોઇ હમ,
રડયે ભુંડાં એકબાલથી રે. ભલા૦ ૧૯

અરે ઘણું ખમ્યું! ખરે ઘણું સહયું!
દુર છઇએ દુનીઆ રસાલથી રે. ભલા૦ ૨૦

હીંદુઓ સમજો–દીલથી કંઈ દાઝો,
ડરો કંઇ હરી દયાલથી રે. ભલા૦ ૨૧

પુત્રી, બેહેન, સગીનાં દુઃખ પાપોની,
એબ ટીલી ભુસો કપાલથી રે ભલા૦ ૨૨

પુનર વીવાહ કરો ને કરાવો,
શોભા ટેક જાલવો એ ઢાલથી રે. ભલા૦ ૨૩

"પુનર વીવાહ ઉત્તેજક મંડલી" ને,
મલો, છુટી એંટાલથી. ભલા૦ ૨૪

મંડલી એ રૂડી, દયાલી, અગતની,
નીભેલી રહો જગપાલથી રે. ભલા૦ ૨૫

ધન્ય છે તેમને–શ્રમ વેઠી જેઓ,
વીધવા કહાડે દુખ પતાલથી રે. ભલા૦ ૨૬

સદાના આશીષ ઝીલી લેશો સહુ,
બદલો લેશો ઇશ કૃપાલથી રે. ભલા૦ ૨૭

હીંમત ન હારો, તકરાર ન છોડો,
જુ કહાડી નાખો ખુશ વાલથી રે. ભલા૦ ૨૮

હથીઆર ભીડેલાં છોડવાથી ડરશો,
આવાજ જેમ અફડાતી ઢાલથી રે. ભલા૦ ૨૯

કીરતી રેહેશે જેમ કોશેશ કરશો,
તડકું જેમ સુરયની ઝાલથી રે. ભલા૦ ૩૦

## સને ૧૮૭૭ નાં સાલમાં અમદાવાદ ખાતે દારૂ કામ ફોડવાથી થયલી ભારે ખરાબી વીશે.



થયો કોપ અમદાવાદમાં ભુંડી ભાતનો જો,
પરથમ રેલને પછી તે અગની માતનો જો—થયો૦ ૧

જાનેવારી સતાવીશમી રાતના જો,
સુતા લેહર લોક સરવ જાતના જો—થયો૦ ૨

કલાક દશને અમલે પડી ગામમાં જો,
એવી બુમ લાગી આગ એક દુકાંનમાં જો—થયો૦ ૩

ઘણા લોક ને પોલીસ દોડીઆ જોરમાં જો,
ભલાં કામને ખાતર રજની ઘોરમાં જો—થયો૦ ૪

કરવા સીત અગની માતની તે ઝાલને જો,
કે કરે ખમાં લોકના જાન માલ ને જો—થયો૦ ૫

કોઇએ લીધા હથોડા બાર ભાંજવા જો,
કોઇએ ઘડા પાણીના ઉપર નામવા જો—થયો૦ ૬

થયો કડાકો એક નહો ધારીઓ જો,
સો તોપના જેવો અવાજ મારીઓ જો—થયો૦ ૭

ઉઠયો સોલો એક અગનીનો એવો જો,
ફાટયો જવાલામુખી હોય જાણે તેવો જો—થયો૦ ૮

તેજ નલમાં પડયા નીચે સેંકડો જો,
લાગા બાણ જાણે રામનાં સહસતરો જો—થયો૦ ૯

પરથમ ચોંકીઆ સૌ લોક સારી શેહરમાં જો,
આવીઆ ધરતીકંપ સરખા હરી કેહેરમાં જો—થયો૦૧૦

પણ જાણીતા થયા સાચી વાતથી જો,
જીઆરે સેંકડોની થયલી બહુ ઘાતથી જો—થયો૦૧૧

પડયો આફતનો શોહોર સારાં શેહેરમાં જો,
ચાલ્યો માહેતમનો શેર ઘેરે ઘેરમાં જો—થયો૦ ૧૨

તરણ દરવાજાનો ચોક દીસે કારે કારમાં જો,
પડી મરેલાંની લોથ હારો હારમાં જો—થયો૦ ૧૩

કંઇકિ ઘાયલ પડીને બહુ ટલવલે જો,
પડયા કંઇકને તો સુધ બુધ નહીં મલે જો—થયો૦૧૪

એવું આફત અમદાવાદે કોઇ વાર જો,
જોયું હતું નહીં બની નાચાર જો—થયો૦ ૧૫

ઇશિવર ઇછા હશે તે એવું બનયું જો,
તેના દઇવમાં લખેલું તેણે ખમોઉં જો—થયો૦ ૧૬

## છુટાં પડતી વખતની સલામ.

હમે હમારે ઘરે જઇએ—ભાઈ રામ રામ છે;
આ બોલ્યું ચાલ્યું માફ—બીજું શું કહીએ.

આ કાગળ હોય તો વાંચીએ—રે ભાઈ રામ રામ છે;
આ હરી ગુંણ વાચ્યાં ન જાય—બીજું શું કહીએ.

આ કુવો હોય તો ગાળીએ—રે ભાઇ રામ રામ છે;
આ સમુદ્ર ગાલ્યો ન જાય—બીજું શું કહીએ.

આ ગાનારોને ઘર ચોળાં–ભાઇ રામ રામ છે;
આ ઝીલનારીને ચીર–બીજું શું કહીએ.
આ સાંભળનારને શાલ જોટા–ભાઇ રામ રામ છે;
પેલાં ઊંઘતાને બે લાત–બીજું શું કહીએ.
પેલા સુતાના ફુટયા કાન–બીજું શુ કહીએ.
આ ગરબા જે કોઇ ગાશે–રે ભાઇ રાંમ રામ છે;
તેના મન ચીતવ્યાં ફળ થાશે–બીજું શું કહીએ.

## મુંબઈ અને સુરતની ગરબી.

સારૂં સારૂં રે સુરત શેહેર—મુંબઈ અલબેલી;
માંહિ બાલાજીની મેહેર—મુંબઈ અલબેલી–ટેક.

સાત માલની મેડિ ચણાવો, માહિ બેઠાં શેઠાણી રે
ચાકર મેહતા મજલે ચાલે, વાણિઆનો બઇયર રાણી; મુ૦ ૧

મુંબઇ રાણી સઉ ઠકરાણી, ભરે ન બેડે પાણી રે;
કાવડિયા તો પાણી આણે, પિયે પાણો શેઠાણી; મુ૦ ૨

મુંબઈમાંતો કલ્લાં સાંકલાં, કાંઠલીનો નહીં પાર રે;
મુંબાઈ શેહેરના સાહુકારોને, દેવાલિયાની શી વાર; મુ૦ ૩

સુરતની તો સાડીઓને, ઉપર કસબો કોર રે;
મુંબાઈ શેહેરના કાપડિયાને, કોઇ માં દેશો બોટ; મુ૦ ૪

મુંબઇ શેહરમાં ઘણી ગાડીઓ, બગીઓનો નહી પાર રે;
સાંજ ફજરસાથ ફરવા નીકલે, વાડી લાડી લઇ બહાર; મુ૦ ૫

મુંબાઇની તો મારકીટમાં, સુખડીઓ વેચાય રે;
તેથી દીવનો હલવો સારો, સઉ લેવા મન ચહાય; મુ૦ ૬
મુંબાઇમાં તો સરવે સુખ પણ, તરણ પાંતીનું દુખ રે;
ભાડું મોંઘું બલતણ મોંઘું, બંદર જાણો મુખ્ય; મુ૦ ૭
મુંબઇના પાન બીડાંમાં સોપારીનો કટકો રે;
સાઠ વરસનો ઘરડી ગાહર તોય ન મુકે લટકો મુ૦ ૮
અમદાવાદી હરામ જાતી, ખંભાતી ગોઝારી રે;
વડોદરાની વાંકી નારી સુરતની બલીહારી ; મુંબાઈ ૯



## સને ૧૮૭૯ માં મુંબઇની મીલોમાંથી મજુરોને રજા આપી હતી તે વીશે.



"બાપજી ઠેરયાં કાંય સરજાવયાં રે"—એ રાહ.

બાપજી અધવચ કાં રખડાવયા રે,
રખડાવયા તો ખેર, પણ હમને
પુરાં મારીજ કાંની નાંખયાં રે–૧

બાપજી મીલમાંથી કાં કહાડયા રે,
હા, કહાડયાતે તો કહાડયા પણ કંઇ
ધંધે કાની લગાડયા રે–૨

બાપજી પીઠપર કાંની મારયાં રે,
મારયાં નહો, ને મારયાં તયારે
હમને પેટપરજ કાં મારયાં રે–૩

બાપજી મુંબઇ તજી કયાં જઇયે રે,
જઇએ જયાંબી, તયાં તો બુમ છે,
તો ઠર પડી કયાં રહીએ રે—૪

બાપજી સુખ વગર તો રહીએ રે,
સુખ વગર રહીયેં, દુખ સહીએ,
પણ ભુખને વાયદો તે કેમ દઇયે રે—૫

બાપજી હમે તો પેટ દાબી પણ રહીશું રે,
રહીશું ને દોષ કરમને દઇશું,
પણ રડતાં પોરીઆંને શું કહીશું રે—૬

બાપજી ભીખ માંગતાં લાજ લાગે રે,
લાજ લાગે ને ભોગબો જાગે,
તયારે ઠરીએ તે કેઈ જાગે રે—૭

બાપજી બેસી કેમ ભાંજીએ ઓટલો રે,
ઓટલો બી હવે શરાપ દેય ને
પેટ માગે બસ રોટલો રે—૮

બાપજી સાહયે થાઓ દાંતરડાં રે,
દાતરડાં તો દાતરડાં, પણ
હોલવો આ આંતરડાં રે—૯



## પરીનસ આફ વેલસની પધરામણી વેલા મુંબઇની સઘલી નીશાલોનાં છોકરાંઓ-નો મેલાવડો થયો હતો તે વીશે.

"મહા કોપ થયો તે કળી કાલમાં જો."—એ રાહ.

કેવો રસીલો રચાયો હતો માંડવો રે લોલ,
તેનો ગરબો યોગ્ય છે ગવાડવો રે લોલ.—ટેક.
શોભી રહેલા હારે દોર સેંકડો મુખડાં રે, લોલ
નાના, હસતા ને ગુલાબી, નાજુકડા રે લોલ—૧.
અહીં છોકરા બધાં, ને તહીં બાલકો રે લોલ,
ફરતી આંખોઓ જોવા પરીંસને વહાલથીરે લોલ—૨
સઉ દેખાવોમાં એ ખરો રલીઆમણો રે લોલ,
પરીતી ભરેલો, નોરદોશ અને સોહામણો રે લોલ—૩
તેમના લાડકવાયા સુખવાસી જીવડા રે લોલ,
પીતા કેળવણી અમરત ને નચીંત સદા રે લોલ.—૪
જોતાં રાજપુતને તેઓ ઉલટથી રે લોલ,
દીધું માન આનંદ મધુરા સવરથી રે લોલ.—૫
જેના અવાજને દેખાવે દીલ લેહેરમાં રે લોલ,
થયું તરતું આનંદ મોજના નેહરમાં રે લોલ.—૬
મોહ મોઠાં કરી નવીન ભાંત મીઠાઇથી રે લોલ,
મગજ ઓચંબે ભરી નવી નવાઇથી રે લોલ.—૭
ગયો વીખરાઇ સાંજમાં મેલાવડો રે લોલ,
હતો તમાશગોરનો જમાવ બેવડો રે લોલ.—૮

## પુનર લગનનો આનંદ.

"સદા ફકીરી કયા દલગીરી"—એ રાહ.

સદા સુખી રહો સુરજ મુખી રહો–
પુનરલગન તમે કરતાં રે–સદા૦ ટેક.
તે દીન હતાં દુઃખના સાથી,
આ દીન જોઈ સુખ પાંઠી રે–સદા૦
તે દીન ચાલો, ચુડો વેરી,
આ દીન શોભો તે પેહેરી રે–સદા૦
તે દીન સેવતાં ગમનું ખુણું,
આ દીન પાડયું તે સહુનુ રે–સદા૦
તે દીન સેવતાં હીણપત મેહેણાં,
આ દીન સુણો બોલ નેહનારે–સદા૦
તે દીન ગણાતા પશું તુલીય,
આ દીન સવાયા અમુલય રે–સદા૦
તે દીન કહેવાતા બોડકી, ડાકણ,
આ દીન સગુણી સુહાસન રે–સદા૦
તે દીન રડતાં ભવ રચણાં ખોઇ,
આ દીન મેલવી તે જોઇ રે–સદા૦
મેલવ્યું ભોગવો અંતકાલ સુધી,
વાપરી બુધી, રૂડી રૂધી રે–સદા૦
સમજ સારી ને હીંમત પુરેથી,
પાંમ્યાંછો તક આ મીઠી રે–સદા૦

આશરો દેજો હરેક શુભ ટાણે,
તેરવવા વીધવા ને રે—સદા૦
વેઠેલ દુઃખથી સમજુત આપી,
ન્યાત વેહેમ નાખજો કાપીરે—સદા૦
નવા પતી ભણી રહો પતીવરતા,
દેજો પુનર લગનને શોભા રે—સદા૦
હેતે દાતરડું દે આશીશ,
થાજો સાહ્ય તમને જગદીશરે—સદા૦

## સુરતવાળા ખાનબહાદુર અરદેશર કોટવાલ વીશે.

"માયજી સુધરીઆ તે પારસી જુવાનીઆ રે લોલ."—એ રાહ.

ગુણો અરદેશર તે પેહલવાનો દીલનો રે લોલ,
પારસી શુરો જે બહાદુરોનાં સીલનો રે લોલ— ૧
ઇસ્વી સતરસો સતાણુના સાલમાં રે લોલ,
સુરત શેહેરમાં જનમીઓ નેક ફાલમાં રે લોલ— ૨
રૂડું ધનજીશાહ તેના બાપનું નામ છે રે લોલ,
જેનું અસલથોજ નામીચું ખાનદાન છે રે લોલ— ૩
બાપેદાદેથી માનીતા સરકારના રે લોલ,
ઓધા ભોગવતા આવેલા દરબારના રે લોલ— ૪
ખાતા જાગીરો મોહટી મોગલ રાજથી રે લોલ,
માનો ભોગવતા સરોપાવો સાજથી રે લોલ— ૫

બેટો અરદેશર તે એવી બુનીઆદનો રે લોલ,
પુરો ચાલાક અને બુલંદ મોરાદનો રે લોલ- ૬
મોહટો ભાઇ તેનો ફીરોજશાહ નામનો રે લોલ,
જાતે દેલાવર ને હાકમો દમામનો રે લોલ- ૭
ભારી ભોગવતો જે માનભરી પદવી રે લોલ,
મોટાઈ પામેલો જે ઇનામો મેળવી રે લોલ- ૮
જો કે અરદેશર તો ભાઇ હતો નાધલો રે લોલ,
તોબી ચાલાકીમાં ન કોઇ તેનો જોડીઓ રે લોલ- ૯
ઊંચી લીધેલી તેણે બહુ કેળવણી રે લોલ,
સાથે અજમાશની કીધેલી મેળવણી રે લોલ-૧૦
ટુકી ઊંમરથી ઓધો કોટવાલનો રે લોલ,
પામીઓ અરદેશર, તે શેહરની સંભાલનો રે લોલ-૧૧
આગળ એથીબો વખત જાતે વધીઓ રે લોલ,
ઓધે "સદરઅમીન"ને તે ચાહડીઓ રે લોલ.-૧૨
તેણે કામ બજાવીઆં તે એવી પેરથી રે લોલ,
કુલે અધરીઓ કાપી સુરત શેહરથી રે લોલ-૧૩
તેણે તેજી ચાલાકી વાપડી સામટી રે લોલ,
ટોળી વીખેરી નાખી સઘળી ભામટી રે લોલ-૧૪
પોતે તન ઉપર ખેંચી ભારી સખતી રે લોલ,
શેહરમાં આબાદાની કીધી ખુબ ભરતી રે લોલ-૧૫
મુજી કાવતરાંખોરાઓનો અસરથી રે લોલ,
રઇએત બેચેનીમાં રેહતી સદા ડરતો રે લોલ-૧૬

આસેપાસેના ગામોમાં લુટારા રે લોલ,
જેવા કોળી, ભીલો, ને પીંડારા રે લોલ—૧૭

તેઓ કરતાતા હમેશાં લુટ જાસતી રે લોલ,
લોકો હેરાન હતાં તેમના તરાસથી રે લોલ—૧૮

તેમજ દરીઆઇ લુટારા જે ચાંચીઆ રે લોલ,
તે સાથ મળી જઇ ખારવાઓ લાંચીઆ રે લોલ—૧૯

લુટે વાહાણોનો ઉપર જાતા માલને રે લોલ,
મુગે મોંહડે ખમે લોક તે જંજાળને રે લોલ—૨૦

લુચાઇ, ખંદાઇ, લફંગાઇ, જુગારની રે લોલ,
બુરાઈ ચાલુ હતી તીઆં ધમધુકારથી રે લોલ—૨૧

લુટે જાલમો ગરીબોના હકને રે લોલ,
એવા ચોરો, ચંડાળો અને ઠગને રે લોલ—૨૨

બહાદુર અરદેશરે જડ મેખથી ટાળીઆ રે લોલ!
માલ જાનો રઇએતના સંભાળીઆ રે લોલ—૨૩

કીધા રઇએતને દુઃખોમાંથી મોકળી રે લોલ,
કોઇથી ચોરાય નહી રાતે ફરતી બોકરી રે લોલ!—૨૪

સરવે સુવે સુખે ઊંઘાડે બારણે રે લોલ,
ઘીસ ફરતો રહે અરદેશર વેશ ધારણે રે લોલ—૨૫

ચેતવી રાખેલા સીપાહીઓને હાંહીઆ રે લોલ,
ખામી કરતા તેઓ જાતા દંડાયા રે લોલ—૨૬

કોઇ ચોર ન છટકી જાય તેના હાથથી રે લોલ,
ભુંડા ધ્રુજી રેહેતાંતાં તેના તાપથી રે લોલ—૨૭

કામો અધરાં તોડે તે તાલમેલથી રે લોલ,
લોકો અજાયબ થતાં તેના ખેલથી રે લોલ-૨૮

અકલ હેકમતમાં હતો તે તો એકો રે લોલ,
ફુનેહ કળામાં થયલો બહુ પકો રે લોલ-૨૯

તેની બહાદુરી ન્યારી છે કીંમતથી રે લોલ !
જાલમ આજેજ હતા તેની હીંમતથી રે લોલ-૩૦

તેની જેહમત અને કોશેશને ધન છે રે લોલ !
તેની ખુબીપર કુદરત પરસંન છે રે લોલ-૩૧

ખરેખરી હતી જેમાં મરદાનગી રે લોલ !
પુરી ફતેહની જેનાપર મેહરબાનગી રે લોલ-૩૨

શોભા દેલેરી પામે તેના જોરથી રે લોલ !
લાજે હાકમો તેના તેજી તોરથી રે લોલ-૩૩

ઝલકે દાદ ઇનસાફ તેની તળવારથી રે લોલ !
ઊંધા પડે ખુની તેના પોકારથી રે લોલ-૩૪

મજલેસ સંગાર પામે તેનાં મુખથી રે લોલ !
તે તો ખુશીમાં રેહેતો રઇએત સુખથી રે લોલ-૩૫

સુરત મગરૂર રેહતું તેના નામથી રે લોલ !
મોહટાઇ પારસી પામે તેજ દમામથી રે લોલ-૩૬

તેના શતરૂ હમેશ ઊંધા પડતા રે લોલ,
છુપાં તરકટોમાં નહી કદી ફાવતા રે લોલ-૩૭

રાજા રઇએત વચે સુલેહ ખીલવી રે લોલ,
શેહરે મોહટાઇ તેથીજ જાતી મેળવી રે લોલ-૩૮

મોહટા ઓધેદારો મદદ તેની માંગતા રે લોલ,
પુરો પરાકરમી પુરૂષ તેને માનતા રે લોલ-૩૯
દેશી રાજા ને સુબાઓ તેને નમતા રે લોલ,
તેનાં કદમથી ઈજ્જત મોહટી ગણતા રે લોલ-૪૦
જબરો મેળવી આપીઓ રાજીઅને ફાયદો રે લોલ,
લોકમાં માનીતો કીધો ઈંગલીશ કાયદો રે લોલ-૪૧
સરકાર જાણીતો થઈ તેનાં હેશાનથી રે લોલ,
તેને નવાજીઓ "ખાન બહાદુર" માનથી રે લોલ-૪૨
આપોઆ સરોપાવ વલી ઘોડા સાથના રે લોલ,
મોહટી જાગીરો દીધી તેના હાથમાં રે લોલ.-૪૩
પુરો સરફરાજ કીધો તેને ચાનથી રે લોલ,
પુરો મેલીઓ રઇએતે પુરતાં માનથી રે લોલ.-૪૪
જીઆરે જાય બજારેથી તેની પાલખી રે લોલ,
ફુલે રઇએત ઉભી થાય દોલોજાનથી રે લોલ.-૪૫
એવી બહાદુરીથી મેળવી મહા કીરતી રે લોલ,
સુરો અરદેશર તે ગયોછે ગુજરી રે લોલ.-૪૬
ઇસ્વી અઢારસો ને છપ્પનના સનમાં રે લોલ,
ગયા અરદેશર તે બેહસ્તના ચમનમાં રે લોલ!-૪૭
તેની જગા પુરાતી નથી કોઇથી રે લોલ,
શોભા અરદેશરનાં નામને આપી જોઇતી રે લોલ.-૪૮
હીંદી બહાદુર પારસીમાં તે છે પેહલો રે લોલ,
તેનો ઉપકારી છે આપો સુરત જીલ્લો રે લોલ.-૪૯

જોકે વેલો નથી બાકી તેનો જગમાં રે લોલ,
તોબી નામ તે સચવાશે કીરતી ઢગમાં રે લોલ.—૫૦

તેનાં પગલાં બીન સુરત રાંડીરાંડ છે રે લોલ,
તેનાં નામ ઉપર ખુરશેદ કુરબાન છે રે લોલ!—૫૧

## કજયાવારની કજયાખોર ઓરતોનો ફરમાસુ કજયો!

( એક પીળાંની એકવીસ લડાઇ! )

"મારો કરમમે કજોડું લાલ કેમ કીજે."—એ રાહ.

પેલાં લડાયક લડે તે—બાઇ સાંભળો રે!
તેના પોકારા પડે છે—ભાઇ સાંભળો રે!
બાઇ સાંભળો રે—ભાઇ સાંભળો રે.—પેલાં૦ ટેક

"ફેસાદગામ"માં મોહલો એક છે—નામે કજીઆ વાર
"કુરાઇ" નામે ડોસાં તોઆં એક—રેહતાંતાં લડનાર.—બા૦

ચોરાયું એક દહાડે તેમનું—મરઘીનું **પીલું**,
લડવા આવોઆં રાંધણીમાંથી—કામ મુકોને વીહીલું.—બા૦

સાદરી પાંથરી ઓટલે બેઠાં—ગોસ્સામાં કુરાઇ,
આ પરમાણે ચાલુ કીધી—નામોચો લડાઇઃ—બા૦

"ભસ્તે જાય મુવાં, મારાં—પીળાંને ખાતાં,
હોયાં ઉતાં મરજો તેનાં—રમતાં ને જમતાં.—બા૦

ચરતું ફરતું પીલું મારૂં-જે ખાતું હોશે,
આખું માખું પેટમાં તેનાં-ફુટી નીકલશે !"-બા૦
એ સાંભળી પડોસણ તેની-જે ડોસી " મકાઇ, "
ફફડી ચટકી નીકળી આવી-શતી પીળી થાઇ.-બા૦
લડવા માટે માથે બાંધીઓ-તાણીને પાટો,
ફાંટો લાવી બકવા બેઠી-મારી પલાંઠો.-બા૦
"વહુાળાં મુઇ કુશાઈ, તું એટલી-ગાળો દે શાને ?
સુગોને જે દે તે કહે-પોત પોતોકાંને.-બા૦
દુખતું ડોહેલું મારૂં-તારે કલેજે ભરૂં,
ગાળો તારો તારાં ઘેરમાં-મુજથી ઓવારૂં.-બા૦
કરમ બરી, કરતુક ભરી-કુટણી ને કુતરી,
ફાટો મુઇ, ભસ્તે ગઇ-કીઆંથી તું નીકળી ! "-બા૦
એ જોઈ, બેટી કુશાઈનો, જે-"સુંદીઆની સુખલી,
માયનું હેત કરો તે હવે-લડવાને નીકળી.-બા૦
" તારૂં તુને " કરતી આવી-ભીડીને કાછડો,
બોલો કીધો આ રવેશે-ગાળોનો ગાંસડો:-બા૦
"હણતાં નડતાં મરજો મુવાં-નખ્ખોદ તેમનું જાય,
મોહલાનાં લોકો મુવાંનું-ઉજડ સઘળું થાય.-બા૦
લડતાં કાંય નહી મુવાં કોઇ-હમો તરફથી,
ભખો બાવશા હવણં, નહી તો-નીકળો ઝડપથી!"-બા૦
એ જોઇ, ભુસું ભુસું કરતી-આવી " ધનાઇ ઢીગલો,"
તન ધુનાવી છછણી તે જેમ-તફડતો લેવટો.-બા૦

ધાંટો પાડી અરડાઇ એવું–જેમ મસ્તાની ભેંસ:
"સત પર ચહડી સુખળો–તારી જીભળીને તું રેંહેંશ–બા૦
નકામી કાંય આપે છે તું–મોહલાને સંતાપ?
રેહું તારે હાથે આખા–મોહલાનું હું પાપ!"–બા૦
ધનાઇનો કુંમકે આવી–તેની માયની માસી,
ફરમાસુ છે નામતેનું તો–"અસલાની આસી".–બા૦
રડતે મોંહડે ચેનની પેઠે–પાડી ચીચીઆરી:
"ગાળો દેતાં મરજો તમ, જેમ–બેટી મુઇ મારી.–બા૦
ગાળથી પીઆરી બેટી મારો–ગુજરી ગઇ "સોબાઇ,"
મરજો તેમજ તમારી પણ–વીઆતી જનતી જાઇ.–બા૦
ઓવાઈ નવાઇનો બેટી મારો–રહીછે હવે દસ!
નામો તેમનાં દેશે તેનો–ટોટો હું પીસુશ!"–બા૦
એવું જોઇને ભડકી નોકળી–"તેજીબાઇ ટપ્પો"
તાણ કરીને કેહેવા લાગી:–"આસીબાઇ, ચપો!–બા૦
દસ તમારી દીકરી તે કાંઇ–થોડી નહી કેહવાય,
એકઠી થઇ જો ચાલે તે તો–હાર કીડીનો થાય!–બા૦
એ જોઈ, આવીઓ આસીનો વર–નામે જે "ચાનજી,"
દેખાવે તે લાગે ગોયા–ગોંસાઇનો "સામજી."–બા૦
ડોક નાહનું ને તન માતેલું–જેમ ઘોનો ડબરો,
કદ ઠીંગણું ને ખોચી જાડી–અકલમાં ગબરો.–બા૦
બઇરી ગમથી લડવા આવીઓ–પણ અંતે થાકો,
તેજીબાઇના ટપ્પા સામે–ઉપાય નહી લાગો.–બા૦

અંતે ઘરમાં નાહસી ગયો–ચાંનજી બીચારો !
ગાંડી ભેંસો વચ્ચે, બાપડો–ફાવીઓ નહો પાડો !–બા૦

એ જોઈ કુટતી કુટતી નીકળી–"પોટીઆનો મોંટલી,"
થાતી તે ચાનજીની માયના–ધણીની દીકરી.–બા૦

તેજીબાઇની સામે થઈ જેમ–લડાએક માછણ,
હાથ પછાડે, ડોક ધુણાવે–ડોળામાં ડાકણ !–બા૦

પરથમ મારીઆ જોશથી થોડાક–સામાંને પથ્થર,
આ પરમાણે લડવા મંડી–ગાળોનો ટક્કર:–બા૦

"મરજો તું ને તારાં વહાળાં,–હોયાં ને ઉતાં,
મરજો સારાં સકાજાં, વળી–નાહનાં ને મોહટાં.–બા૦

આઇ મરજો, બાઇ મરજો–મરજો ભાઇ ભોજાઇ!!
મુવાં મરજો, જીવતાં મરજો–મરજો જાયાં જાઇ!!!"–બા૦

એટલાંમાં તો ઉપજી આયાં–"કુકીઆઇ કોટલું"
હાથે બોરાં, પગે ખોરાં–જોવા જોગ પુતળું.–બા૦

કંમરથી વાંકાં વળેલાં–પકડી લાકડીને,
ધીરે ધીરે લડવા આયાં–કાંસો કુસીને !–બા૦

કજીઓ જોતાં લોકને જોઇને–લાગાં ગાળ દેવા:
"લોક મુવાં પરવારતાં જેવાં–શું ઉભાંચ જોવા !–બા૦

રૂડા આ કજીઆને તેથી–લાગે છે નજર,
જોતાં જાતાં નાખતાં કાની–ધુલ આંખની અંદર !"–બા૦

એવો કજીઓ જોઇ કમકમીઆં–"હોમજીનાં હમાય,"
આખા ફળીઆ વચ્ચે તેઓ–બુજોરગ ગણાય.–બા૦

સાડીની સોર કરતાં તેઓ–ધીરે રેહી આયાં,
કજીઓ આ ચુકવવા ખાતર–લવાદ તે થાયાં.–બા૦
ભીંત અઢેલી તાહાકો કહાડી–બોલીઆં તે કાકી:
"ગાળ ના દેવો બેહનો તમો–ધુજે છે છાતી.–બા૦
ગાળ ના દેવો, ભસ્તે ગઇઓ !–મહીરાં સાસરાં મુઇ !!
બાપલા મુઇઓ! ખાટલા સહીઓ!–શેતાનોની કુઇ!"–બા૦
એ સાંભળીને છછણી પડી–"હીરજીની હીરાઇ",
ઠણકો કરતી ગાળો દેતી–જોશથી ઉભી થાઇ.–બા૦
ટોટો પકડી હમાયજીને–આંચકો મારેઓ એક,
હમાય કાકી ગગડી પડી–નીચે ચાલીઆં છેક !–બા૦
ભોંયપર પડીઆં હમાય કાકી–"અરેરે" બોલે,
ઇનસાફ થાયો એ તો તેમનો–સરવેથી પેહલે !–બા૦
"ધરતી આઇએ ઝોલીઆં" કરી–તેમને ઉઠાડીઆં,
માથે ધુળનું ટીલું કરી–ઘેરે પોંહચાડીઆં !–બા૦
એથી તો ખુનકોપર ચહડીઆં–હમાયનાં સગાં,
સાથે મળી કજીઓ લડવા–થયાં કુલ ભેગાં.–બા૦
આવી તેમાં વખણાયલી તે–" ભોમી ભરૂચી ",
તેની સામે મેદાન પડી–" આંડણબાઇ ચુંચી. "–બા૦
"નોરીઆની નાલ્લી"ની સામે–"કાહાનબાઇ કોકટ,"
"જોખીઆની જીલુ" તો છેટો–પખોડતી ફોકટ.–બા૦
એવી રીતે લડવા મંડીઆં–સઘળાં માહોમાહે,
મોહલો આખો ચીકાર થયો–લોકનાં ટોળાંએ.–બા૦

વખત જાતાં વધતી જાતી—કજીઆખોરનો ફોજ,
લોકને પડતી હસવાની ને—જોવાની ખુબ મોજ.—બા૦

ગાળ ગલોચ ને ફજેતીનો—થઇ પડીઓ સુકાલ,
હાથ ને ડોકાં હીલવા લાગાં—જેમ ઝુંડ તરવાળ.—બા૦

મચ્છી બજાર પેરે નીકળે—તેમના પોકારા,
રહી નહી શકીઆ તેમને માથે—સાડીના છેડા.—બા૦

એકેક કરતાં વધતો કહાડે—લડવાનો તેઓ જોશ,
ગાળ દેવાની એકેક કરતાં—ચાલે બોંહસા બોંહસ.—બા૦

રાત ગઇ મોહટી તોબી કોઇની—જણાઇ નહી ઝીત હાર,
કીધો પોતા વચે તીઆરે—આ રીતનો કરાર:—બા૦

"ઘેરે જઇએ, કજીઓ ઢાંકી—હવડાં તો ટોપલે !
બામદાદમાંજ લડશું પાછાં—વસીદે મોંહડે ! !"—બા૦

એક પોળાંની એકવીસ લડાઇ—થઇ એવી રીતે !
લોહી ચુસવા વળગેલી જળો—સેહલથી નહી ફીટે.—બા૦

સમજુ બાઇઓ ! કરજો તમો—આ કજીઆનું તોલ,
કમજાતમાં જો ખપવું હોયતો—શીખજો એવા બોલ !—બા૦

લેઆનત નાખી લડતાં ઉપર—"ખુરશેદ" ગયો ઘર,
સમજુ બાઇઓની રમુજ માટે—રચીઉં આ ચીતર.—બા૦



## વરસાદની મેહર.



આયા આયા રે વર્ષા દીન—સરસા કુદરતમાં
તરૂપત કીધા તરસા જીવ—નરસા રોગ હણયા—ટેક.

જીવ તવલાવી આંખો તણાવી
આવયા થઈ બહુ મોઘા રે,
લેતા આવયા સુખ સંદેસા
સવરગથી પરૂથવી જોગા—સરસા૦ ૧

અમરત સરખું નીરમલ જલ પાઈ
ફેરવયું ધરતી રૂપ રે,
ભરપુર કરયાં, હતાં જે ખાલી
નદી, તલાવો કુપ—સરસા૦ ૨

બનાવી વાડી સવરગ સરખી
ખીલવી સુંદર ખેતી રે
જમીન તેમજ ડુંગરાપર કીધી
લીલી લેહરને વેહેતી—સરસા૦ ૩

હોલવી નાખીઓ જલનાં ઝરણે
ધરતી પેટ અંગાર રે
ઠંડા કીધા જીવો પરાણીના
ભાંજી સખત સોખાર—સરસા૦ ૪

નીરજીવ જીવદાર સઉ વસતુમાં,
મેલી એવી અજમત રે,

થયા ધરાવતા સરવે એકદમ
વરધી ને બરકત—સરસા૦ ૫
અબજો રૂપોઆ ખરચવે જે
દેખાવ કરવો નવ વલે રે,
બજાવયો તે મેઘરાજાએ
ફકત પણોતે પગલે—સરસા૦ ૬
પરાકરમ તેના વ્યાપ્યાં છે સઘલે
નજદીક તેમજ દુરરે,
ઢાંકી ગગન સપાટી કીધું
ઝાંખું સુરજનું નુર—સરસા૦ ૭
ગાજવીજના ધુજારાથી
ગજાવી મેલી જેહાન રે.
કીધાં તરતાં જલ મીઠાંમાં
જાહાડ, પાહાડ મેદાન—સરસા૦ ૮
એવા રાજા પરાકરમીને
કરયે નીત નમન રે,
હેત પરીતે લઈ લઈએ રૂતમાં
શુભ તેમનાં દરશન—સરસા૦ ૯
વીનવીએ તેમને, વરસી હદસર
વધારજો રસકસ રે,
વલતે દીને લઇ પધારજો
દુનીઆથી માન જશ—સરસા૦ ૧૦



## મી૦ મકોડાજીની રમુજી વાત.

"ચાલની ચાલની"ની રાહ પર ચાલતાં ચાલતાં ગાવું.

માયજી માયજી માયજી રે
તમો સાંભલો વાત મારી માયજી—ટેક.

હું **મકોડાજી** દીકરો તમારો,
કામો મોટાં મુજથી થાયજી રે–તમો૦ ૧

કીડી મકોડીની સભાઓ મધે,
કરૂં છું ભાષણો વાયજી રે–તમો૦ ૨

કરારીઆને કસારી જેવાંઓ,
મારા દમમો દબી જાયજી રે–તમો૦ ૩

દર છે મારૂં ભીંતની કોતરમાં,
થાઊંછું તાંહાં હું તો રાયજી રે–તમો૦ ૪

પડેલી ખડેલી કગરસો સહુની,
ઝટ મુજથી ઊંચકાયજી રે–તમો૦ ૫

એ શું ઓછાં પરાકરમ મારાં?
બહાદુર કેહો નહીં કાંયજી રે?–તમો૦ ૬

**ગોલનો ધડોબી સેહેલથી ઊઠાવું,**
પણ કંમર ભાગી જાયજી રે!–તમો૦ ૭

# સને ૧૮૭૯માં કાઠયાવાડી દુકાલયાં લોકોને તેમને વતન પાછાં મોકલતી વેલા તેઓએ મુંબઇને કીધેલી છેલી સલામ.

"હમે હમારે ઘેર જઇએ રે-ભાઈ રામ રામ છે" એ રાહ ઉપર.

હમે હમારે વતન જઇયે રે-ભાઈ રામ રામ છે;
કરો તસદી મેહનત માફ-બીજું શું કહીયે-૧

હમે આયાતાં રાખી આશા-મોટી મુંબઇ પર.
પણ જઇએ છે થઈ નીરાશા-બીજું૦ ૨

કીધું કરવા જોગ તમે સઉ-પણ પોંહચી ન વલયું.
તેમાં તમારો નહીં કંઈ વાંક-બીજું ૩

સઉ વાંક હમારા કરમનો-બીજાં કોઇનો નહી.
કમ નસીબનો ન કેઠે ઠાર-બીજું૦ ૪

હમ પગમાં એવી અવર-જેવાં આયાં નહી,
પડી ભાંગાં મોલ વેપાર-બીજું૦ ૫

તમ પરાયા તોએ ભલા-કે મુઠી અન દીધું,
ન લીધી રાજાઓએ દાદ-બીજું૦ ૬

તુને ધન છે શેહર સુધરાઇ-કે હમને મોકલવા,
દીધા રોકડા દશ હજાર-બીજું૦ ૭

દેશું દુવા જીવશું તયાં તક-ભુલશું નહી ભલાઇ,
બીજો વલાય શું હમથી પાડ-બીજું૦ ૮

બલી કંગાલયત, બલયું પેટ, બલયો ભુખમરો.
બલી વીતેલાં દુખની વાત–બીજું૦ ૯
છેલે કહેછે જેગોપાલ–તમને, દાતરડાં,
તમે કીધાછ હમને બહુ યાદ--બીજું૦ ૧૦

## સોહવાસણોને વીધવા વીનંતી.

સુણો સુચના તે સરવ સોવાસણ જો ;
રાંડી રાંડને તે આસરો દેવો ઘણો જો, સુણો૦ ૧
વીધવા દુ:ખ તે પતીને કહી જણાવ જો જો ;
સમજાવીને દયા રૂડી ઉપજાવ જો જો, સુણો૦ ૨
દઇ ઊત્તેજનો રાંડોને આગલ કરો જો ;
પછી સરવ ધણી સાથ મદદે ફરો જો, સુણો૦ ૩
વીધવા પીડ નીવારવી ધારશો જો ;
રૂડું કાજ પરમારથ પાર પાડશો જો, સુણો૦ ૪
ફરી લગ્ન રાંડી તણાં તમ હાથ છે જો ;
કરો ઝટ હવે દેશ સહુ સાથછે જો, સુણો૦ ૫
થાય હેસુ ને રાંડેલી ભેળી સહુ જો ;
પછી પરૂપનું શું ચાલશે કહો બહુ જો, સુણો૦ ૬
તમે છોજ કરનાર ચતુર નારીયો જો;
કરૂં દુ:ખથી જે સુચના તે લીયો જો, સુણો૦ ૭
માનો વાત મંગળ કાજ રૂડું કરો જો ;
કહે નરમદા ખરૂં તે ઉરમાં ધરો જો, સુણો૦ ૮

## સને ૧૮૭૯માં દખણમાં ચાલેલી લુટ વીશે.

"મલજો મલજો મલજો રે મારા શયામ
કાલે મલજો"–એ રાહ.

ધાડથી ધાડથી ધાડથી રે
ધુજી રહયું છે દખણ ધાડથી–ટેક.

ધોલે દીસે શેહર ગાંમો લુટાએ,
રઇએત ગભરાય માર ફાડથી રે–ધુજી૦ ૧

પુણા, પનવેલી, થાણાં ને કરજત,
ધુજેછે, લુટના પોકારથી રે–ધુજી૦ ૨

બાકી નથી રહી ધાસતી એ ભુંડો,
નગરો મુંબઇ ગુલજારથી રે–ધુજી૦ ૩

ફાવોને હીંમતે ઉતરીયા હેઠા,
લુટારા, ઘાટોના પહાડથી રે–ધુજી૦ ૪

નાણાં કહડાવે લખોને ધમકી
શરીમંતો ને સાહુકારથી–ધુજી૦ ૫

જીવ લઇ નાહસે લોક અહીંથી તહીં,
છુટાં પડી ઘેરબારથી રે–ધુજી૦ ૬

અંધેર મચાવયું છે ટોલી બનીને,
નીરભય રહી હથીઆરથી રે–ધુજી૦ ૭

નહીં રંકોને મારતાં કરે દયા લેશ,
નહીં ડરતા બલવંત સરકારથી રે–ધુજી૦ ૮

પાછો કયાંથી આવશે વખત લુટારૂ,
સુકવતો લોહી, માંશ હાડથી રે-ધુ૦ ૯
ધીરજ ધરીને ટાળો સઉ આફત,
દાતરડાંનો તેજી ધારથી રે-ધુ૦ ૧૦

## શેરના સ્વપના વીશે.

"ઓ અરદેશર, તારો રે ડંકો રે સુરત શેહેરમાં"-એ રાહ.

ઓ સઇયરો રે, શેરતણા વેપારનું સ્વપનું સાંભલો;
શુણી સમજીને, ભવતારણ ભગવતના ભગતીમાં
ભળો-ટેક.

ઇસ્વી સન અઢારસેં થાતાં,
વલી તે ઊપર તરેંસઠ જાતાં,
બહુ મનુષ થયાં ધનથી માતાં,-ઓ સઇયરો રે૦ ૧

જયાં અમેરીકામાં જુધ જાગ્યો,
ત્યાંનાં રૂનો ધંધો ભાગ્યો,
આપણાને લાભ ઘણો લાગ્યો,-ઓ સઇયરો રે૦ ૨

તે નાણું ધંધે કયાં ધરવું,
વેપાર વીષે કેમ વાપરવું,
સુજે નહી જે આ શું કરવું,-ઓ સઇયરો રે૦ ૩

પછી સરખે ભાગે શેર કરયા,
ભોળા થઇ સઉએ ભાગ ભરયા,
હીકમતથી લાખો દામ હરયાં,-ઓ સઇયરો રે૦૪

કોઇ નાણાં વટું કરવા લાગ્યા,
કોઈ જમીન લેવાને જાગ્યા;
કોઇ તમામ ધંધો કરી તાગ્યા.—એ સઇયરો રે૦ ૫

પછી ઉદ્યમ તો પકડયા આડા,
ખાડી ને પુરાવ્યા ખાડા,
જર જોઇને ખુબ થયા જાડા,—એ સઇયરો રે૦ ૬

થઇ અનેક કંપનીયો એવી,
જુગતી દીસે જોવા જેવી,
દીઠી ઉભરાતો લક્ષમી દેવી,—એ સઇયરો રે૦ ૭

લોકો દોડે શેરો લેવા,
જન સઊ બનીયા ગાંડાં જેવા,
કોઇ પુછે નહી ધણીછે કેવા,—એ સઇયરો રે૦ ૮

ઉપરીઓએ ધાર્યું એવું,
લોકોનું ધન લુટી લેવું,
પછી કર્યું તરકટ જોવા જેવું,—એ સઇયરો રે૦ ૯

જે જે કંપની જેણે કહાડી,
અતી ભાવ ચડાવ્યા ઉપાડી,
લોકોને લાલચ દેખાડી,—એ સઇયરો રે૦ ૧૦

એમ કંઇકે મેળવી બહુ માયા,
જોઇ લોકો બીજા લલચાયા,
કહું કોણ દીવાના કોણ ડહાયા—એ સઇયરો રે ૧૧

રોકડ ખરચી શેરો લીધા,
ગાંઠેથી ગરથ ગણી દીધા,
પછી શેર તણા સટ્ટા કીધા—એ સઇયરો રે૦ ૧૨

પાંસઠની સાલે પરીણામે,
ઠગ ધંધો તે ઠામો ઠામે,
દીઠો નજરે દલપતરામે,—
ઓ સઈયરો રે, શેરતણા વેપારનું સ્વપનું સાંભળો;
શુણી સમજીને, ભવતારણ ભગવતની ભગતોમાં ભળો. ૧૩

## મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ વીશે.

"ઓધવજી સંદેસો કેહજો શયામને"—એ રાહ ઉપર.

હીંદી વસ્તીમાંનો નર તે નામીચો,
એક્કો સર જમશેદજી જીજીભાઈ જો;
લેહરે ખોલીઓ પાછો પારસી બાગીચો,
નેહર સખાવત તેની જેમ ફેલાઈ જો!—હીંદી૦ ૧

નવસારી કસ્બામાં જનમીઓ નેક દીને,
માહ દસમો દે, રોજ છઠ્ઠો ખોરદાદ જો;
સતરસો તેઆસોનો છે ઇસ્વી સને,
નામસહુર ને ગરીબ હતી ઓલાદ જો.—હીંદી૦ ૨

માયનું નામ જાણો તમ ગુણવંત જીવીબાઈ,
પીતાનું જાણીતું જીજીભાઈ જો;
વાત રૂડી જીઆરે તે જનમીઆની ફેલાઈ,
વેંહચાઇ તેની કુદરતમાં વધાઈ જો!—હીંદી ૩

નબલી હાલતમાં ઉધરીઓ તે જગે,
  ટુકેથા છેક ગુજરી ગયાં માય બાપ જો;
સંકટ આવો બેઠું તેને સુખ વગે,
  મુખપર તપતો તોબો મોહટાઇ તાપ જો—હીંદી૦ ૪
આવી મુંબઇ રહેઓ તે સગાને ઘર,
  નામે જે ફરામજી નોશેરવાન જો;
કીધો તેણે તેને આપ બેટીનો વર,
  નામે આવાંબાઇ જે પુર ગુણવાન જો.—હીંદી૦ ૫
સસરાનો દુકાને કામે બેસે તે,
  ફરસુદ મલતે શોખતો તે ઇંગલીશ જો;
વેપારો કામોમાં ચીતને રોકે તે,
  જાતી ચાલાકી તેમાં અતીશ જો.—હીંદી૦ ૬
સોલની ઉમરે તો ગયો તે કલકતે,
  મેહતાગીરી કરવા પગારદાર જો;
તીઆંથી આવો સફરો કીધો ચોન ખાતે,
  આઠ વરસમાં પેદરપે પાંચવાર જો.—હીંદી૦ ૭
ચીનની બીજી સફર કરીને આવતાં,
  ફરેંચોએ લુટીઆં ઇંગરેજી વાહાણ જો;
તોઆરે જાવું પડોઊં તેને "કેપ"માં,
  થઈ ફરેંચોને તાબે બંદીવાન જો.—હીંદી૦ ૮
આફત એવી એવી ઘણીએક વેઠી છે,
  જેહમત ખેંચી જુવાની દીવસ જો;
સંકટમાં ધન પામે એવી એક કેહતી છે,
  સખતી ખેંચે તેજ પામે રસ જશ જો.—હીંદી૦ ૯

એવી અધરી સાથે અજમાશ મેળવીને,
 ખુબ થાયો વેપારમાં માહીતગાર જો;
કુનેહથી કેટલીએક દોલત સંઘરીને,
 ખોહલો ખોલીઓ વેપારો રોજગાર જો.—હીંદી૦ ૧૦

બંગાલા, મધરાજ, વગેરે શેહેર સાથ,
 કરવા લાગો વેપાર ધમધુકાર જો;
મોહટા વેપારીમાં વધી ગઈ તેની આંટ,
 બીજા દેશો મેલીઆ નહી બકાત જો.—હીંદી૦ ૧૧

ચીન, સીંગાપોર અને સાથે શ્યામ પણ,
 છોડીઊં નહી વળી વખણાયલું ઈંગલંડ જો;
વેપાર રૂ અફીમનો કીધો જથ્થાબંધ,
 નેમમાં હંમેશ થાતો ફતેહમંદ જો.—હીંદી૦ ૧૨

સઘળા વેપારીમાં સરસાઈ ઝોતીઓ,
 ઉથલપાથલ કરતાં બેશુમાર જો;
મુંબઇમાં લેખાયો હવે તે શેઠીઓ,
 પામી પુષકળ દોલતનો ભંડાર જો.—હીંદી૦ ૧૩

વગ ને જગમાં તે પુરો પગ ભર થયો,
 માન, શાન ને જાણમાં વધીઓ છેક જો;
નેકબખ્તી સેતારો તેજ સરપર રહેઓ,
 વધતાં કરતો રોજી, તેજી, ટેક જો.—હીંદી૦ ૧૪

ધન પામીને તે ધરમ ધેઆનમાં પડીઓ,
 બખ્શેશ કરવે ખોલીઓ સખો હાથ જો;
સઘળાંને હોલવવાં એ નીઅમ ધરીઓ,
 દીલે રાખો દયા હીંમત સાથ જો.—હીંદી૦ ૧૫

પેહલાં કરજ આપી કેદી છોડવીઆ,
   બાંધી આપીઆં રખડતાંને ઘર જો;
ભુખાંને અન પાણી આપી ઓલવીઆં,
   અંગે દીધાં નાગાંને વસ્ત્ર જો.—હીંદી૦ ૧૬

પડતાંને ટેકો દઇ ઉભાં રાખીઆં,
   રોબતાંને દુખમાંથી કહાડીઆં બાહાર જો;
ભમતાંને ધંધો દઈ રસ્તે નાખીઆં,
   રડતાંની બંધ કીધો આંસુ ધાર જો.—હીંદી૦ ૧૭

નાચારનો નાચારી ટાલી નાખી છે,
   નાવાંરેસના દીલનો ટાલીઓ ગમ જો;
પુષ્કલ જોડાંની શાદી કરી આપીછે,
   સાચવીઆ છે ભાગતાંના ભરમ જો.—હીંદી૦ ૧૮

ઘણીએક સગવડનાં ખાતાં ઉભાં કીધાં;
   ભરી આપીઆં વળી ભાગી પડતાં ફંડ જો;
પડતાં થામો સમરાવી સીધાં કીધાં,
   પુણે બાંધયો પાણીનો મહા બંદ જો.—હીંદી૦ ૧૯

શેહરે શેહર કેળવણી ખાતાં સ્થાપીઆં,
   છોકરાની તેમ છોડીની ઇસ્કુલ જો;
લખ્ખો પરાણીઓનાં મહા દુઃખ કાપીઆં,
   બંધાવીને કુવા, તળાવો, પુલ જો.—હીંદી૦ ૨૦

દરદી કાજ દવાખાનાં ચાલુ કરી,
   ટાલી નાખી પીડા ને જંજાલ જો;
પોષણ સાથેની તે આશીરવાદ ભરી,
   કાયમ કીધી મોહટી હાસ્પીટાલ જો.—હીંદી૦ ૨૧

ઠામે ઠામે ઊંધાડી છે ધરમસરા,
જગા જગાનાં લોકને ઠરવા કામ જો;
સુધરાવીઆ છે પડત રસ્તા, કુવા, ઝરા,
વેંહેંચાણ કીધાં હાથ ભરી ગામે ગામ જો—હીંદી૦ ૨૨
ધરમી ઠેકાણાં સુંદર બંધાવીને,
જારી રાખીઆં દીન ધરમનાં કામ જો;
દેખાવો રાજવંસી સઇ દેખડાવોને,
તાજો કીધો ઈરાની દમામ જો.—હીંદી૦ ૨૩
સરકારી ખાતાંને મદદ આપી વળી,
આખર થઇ સરકારથી કદરદાન જો;
વખણાઇ વેલાત સુધી તેની રીતી ભલી,
આપીઊં મહારાણીએ મોહટું માન જો.—હીંદી૦ ૨૪
પેહલાં "નાઇટ" ને પાછલથી "બારોનેટ,"
આપીઆ એવા અમીરી ખેતાબ જો;
રાજ સનદ સાથેના ચાનો કીધા ભેટ,
ગવરનરોએ ભરી મોહટી દરબાર જો.—હીંદી૦ ૨૫
વસ્તી વીસ કરોડની હીંદુસ્થાનમાં,
નથી મેળવીઊં કોઇએ એવું માન જો;
પારસી ટોલો દીપીઓ આખી જેહાનમાં,
સખીમાં જમશેદજીનું પેહલું નામ જો.—હીં૦ ૨૬
બારસો અઠાવીસનાં પારસી સાલમાં,
માહ સાતમાંનો રોજ હતો ગોવાદ જો;
રાતે બે વાગેના નાખુશ કાળમાં,
સર સાહેબ ગયા ખોદાઇ દરબાર જો!—હીંદી૦ ૨૭

આલમ દલગીર થઈ તેનાં મોતથી,
   કરમાઇ ગયો સખાવતનો બહાર જો !
તરણ બેટા, એક બેટી, જાતી જોતથી,
   મેલી ગયા આ પાછલ યાદગાર જો.—હીંદી૦ ૨૮

કીઆં તે પારસી કોમનો છેહલો પાદશાહ !
   કીઆં છે તે સખાવતનો પેહલવાન જો !
કીઆં તે હીંદુસ્થાનની ઇજતની પનાહ !
   કીઆં તે ઉદ્દાઓગ ફતેહની નીશાન જો !—હીં૦ ૨૯

કીઆં તે મુંબઇની મોહટાઇનો હીરો ખરો !
   કીઆંછે તે જમાનાનો જમશેદ જો !
દોઆ ને નેકી તે સાથે લઇ ગયો !
   રાખી ગયો યાદગારીનો "ખુરશેદ" જો.—હીંદી૦ ૩૦

## મીથયા જગત.

સરવે જુઠું રે સરવે જુઠું; સગું કુટંબ શરીર,
જગપતી સાચા જાણજે ; સરવે૦ ૧

અંતે ન કરે રે અંતે ન કરે; તારી કોઈ ભીર,
ભાર વ્રથા નવ તાણજે; સરવે૦ ૨

જમ જડશે રે જમ જડશે; પગે લોહ જંજીર,
માર જોઈ સુખ માણજે; સરવે૦ ૩

તારે આગે રે તારે આગે; ઉડો ગયારે અમીર,
રહયા ન રાજા રાણજે; સરવે૦ ૪

બ્રહ્માનંદ કહે રે બ્રહ્માનંદ કહે ધારો અંતર ધીર,
ભજને ભરૂસો આણજે; સરવે૦ ૫

## મોત વીશે.

મરી જાવું રે મરી જાવું, મેલી ધનમાલ,
કોઈ સગુ નહી કોઇને;–મરી૦ ૧
શાને કાજે રે શાને કાજે, તું થાયછે બેહાલ,
ચિત્ત માયામાં પ્રોઇને.–મરી૦ ૨
નથી છેટે રે નથી છેટે, જાવું આજ કે કાલ,
પગલાં તું ભરજે જોઇને.–મરી૦ ૩
કામ નાવે રે કામ નાવે, હીરા મોતીને લાલ,
મુઢ રહ્યો શું મોઇને.–મરી૦ ૪
બ્રહ્માનંદ કહે રે બ્રહ્માનંદ કહે, જમ પાડશે ખાલ
રેહેશે સગાં સર્વે રોઇને.–મરી૦ ૫

## સવારથી સંસાર.

સ્વારથિઆં રે સ્વારથિઆં, સગાં માત ને તાત,
ભજને તું ભગવંતને.–સ્વા૦ ૧
મેલી દેજે રે મેલી દેજે, અંતરથી ઘાત,
દુખ વીશમાં કોઇ જંનને.–સ્વા૦ ૨
કેદીમ કરે રે કેદીમ કરે, અનરથ ઉતપાત,
જોઇચ, દુખ અંનને.–સ્વા૦ ૩
રૂડી રીતેરે રૂડી રીતે, નિત્ય દીવસને રાત,
સમરે તું કમલા કંથને.–સ્વા૦ ૪
બ્રહ્માનંદ કહેરે બ્રહ્માનંદ કહે, તારા હેતની વાત,
સેવ્ય તું સાચા સંતને.–સ્વા૦ ૫

# શયામ અને સલુની વચ્ચે પરશનોતર.

સ્યામ સલક્ષણા રહો હું કહુંછું, શીખામણ લો માનીજી;
મારગડે જાતાં મુજ સરવણે, વાત કહો શીદ છાની-
ડહાપણ રાખોજી-૧

અવળી અબળા અવળુ શું બોલે, જાતું સુધી વાટેજી,
કરણ ફુલના હાર તુ વીણે દેખી, સેહેજે અમે જોયા ઘાટે;
સુલટું ભાખોજી-૨

કરણ ફુલ જોયું તે શું કહોછો? અવર કોઈ કેમ માનેજી;
પુરૂષને શું કામ સ્ત્રી સંગે સમજાવોછો કોને;
ડહાપણ રાખોજી-૩

સખી જેહના મનમાં કપટ હોય તે કપટ તણો ગત જાણેજી;
જાતાં જાતાં થયું શું તાહારે જે, આવડી વાત વખાણે;
સુલટું ભાખોજી-૪

તમો છાના રેહો સાચુ છો હું જાણું, સાચાં બોલોછો વેણજી;
સાધુપણાની શાખ પુરેછે, નાચતાં બેઉ નેણ-
ડહાપણ રાખોજી-૫

સખી નાચતાં કે વણ નાચંતા, મેહેણું શીદ દીધુંજી;
જેવાં છે તેવાં અમ પાશે કહે તારૂં શું લીધું?
સુલટું ભાખોજી-૬

ઓ વ્હાલા મારૂં તો સરવસ્વ લીધું છે, હું અબળા કેહેતી લાજુંજી;
તન મન ધન લુટાને લીધું હવે શું લેસો ઝાઝું;
ડહાપણ રાખોજી-૭

સખી હું તો બાળક કાંઇ ના સમજું, કેવું હોય તન મનજી,
કયમ કર્યા તેં મુજને મોહોટો, એમ બોલયા જુગજી-
વન, સુલટું ભાખોજી—૮

તમો નંદકુંવર મેં નીરખયા નહાના ગુણ મોહોટા ગંભીરજી,
વડા બાણથી વતતો પોડે જેમ, નાનો નાવક તીર,
ડહાપણ રખોજી—૯

સખો કાયર થઇએમ કંપે છે, ને વાત સુરાની વખાણે જી;
નાવક બાણ તણી ગત નયારી, તું તો રણવણ દીઠે કેમ
જાણે, સુલટું ભાખોજી--૧૦

દાસદયાના પ્રભુ દુઃખ'રખે ધરતાં, હું દુરીજન માટે કહું છું જી;
એ સુખડાંને કાજે હરી હું, બોલ લોકોના સહું છું,
ડહાપણ રાખોજી—૧૧

## ઓધવજીનું રૂસણું.

ઓધવજી હમ સાથે રસીઓ રૂસણે,
શીસાયા કેમ કહોને દીલની વાત જો;
આંટોને ઘુંટીતો હમે નવ જાણીએ,
મોહનજીના મનમાં મોટી ઘાત જો—ઓ૦ ૧

લક્ષણસો જાણયાં રે લોભી લાલનાં,
ગુણવંન છે પણ ગાયોનો ગોવાલ જો;
આહીરડો શું જાણે રસની રીતમાં;
કાનુડો કાંઈ કુંડાં ચઢાવે આલજો—ઓ૦ ૨

જીવણ સંગે રમવા જોબન જાળવયાં,
બાળાપણામાં બાંતેકરતાં ખેલ જો;
મનડાની વાતો રે સહુ મનમાં રહી,
મેલી ગયાં કાંઈ દુખડાં કેરી હેલ જો—ઓ૦ ૩
વચને હમને વાહયાં રે એ વીઠલે,
જાતાં જાતાં જુઠો દીધો કોલ જો;
છોકરડા સરખે રે હમને છેતરયાં,
તજી ગયા એ તસકરનો શો તોલ જો—ઓ૦ ૪
મહીયરીએ જાઊં તો મુજને ખીજવે,
સાસરીઆમાં સાસુનો સંતાપ જો;
નહાની ને નણદલરે બાળે બોલડે,
પુરણ લાગયાં પાડોશણનાં પાપ જો—ઓ૦ ૫
દુખડાંની વેલાએ સુખડાં સાંભરે,
અંત સમે તો કોય ના આવે કામ જો;
સગપણનો સોનુરે પીતલ પ્રીતડી;
વહાલપણામાં વેર કરી ગયા શયામજો—ઓ૦ ૬
દયા નવ આવો રે દીલથી ઉતરયા,
દાસીનો તો દોશ ન જાણયો કાંય જો;
પરમેશવર જાણીને પ્રીતે પુંજતાં,
હરીજીને હમે હાથે કરતાં છાંય જો—ઓ૦ ૭
ભણકારા વાગેછે ભોજન પોરસતાં,
જમણ કરીને જોઇએ હરીનો વાટ જો;
સાસુજી પુછે રે વહુઅર સાંભળો,
આનંદ કરતાં આવડો શો ઉચાટ જો—ઓ૦ ૮

અવગુણને ગુણ સારે અબળા રાંકના,
વાંક ઘણો પણ વીનતા સંગ શું વેર જો;
રઘુનાથના સ્વામીને કેહજો એટલું,
ઘણી થઈ હવે પ્રભુ પધારે ઘેર જો—ઓ૦ ૯

## પારસીના બાર માસનો ગરબો.

( ખાવંદથી દુર પડેલી નેક ઓરતનાં દીલનો ગમ.)

"વહાલા તારી વાતરી હમે જોઇએ રે."—એ રાહ.

જાની તારો જાલમ છે જુદાઇ રે !—ટેક.

( ૧ )

સખી પેહલો તે માહ ફ્રરવરદીન રે,
જેમાં "નોરોજ" થાય બે રંગીન રે;
અશો રવાનના છે એ દીન—જાનો૦ ૧.
દીન જાય વરસાદના વીતી રે,
કરે હાથીઓ ગાજવું ભીતી રે;
થઈ પાકી અનાજની ખેતી —જાની૦ ૨.
મુજ સાથી નથી મુજ પાસે રે!
ખુશ દીન આ જુદાઇમાં જાશે રે !
મોજ એકલી કેમ ભોગવાશે !—જાની૦ ૩.

( ૨ )

સખી માસ અરદીબેહસત બોજો રે,
ખુશ બાલજો આતશે ચીજો રે;
વડો "ઘહંબાર"એમાં ઇંજો—જાની૦ ૪.

એમાં થંડો ને ગરમી છે સરખી રે,
ખેડુત કાપણી કરેછે હરખો રે;
કોહલુ સાંભલું ફરતા ઘડકી—જાની૦ ૫.
રહે એવી વેલા યાદ તારી રે!
જાની ધયાનમાં લે વાત મારી રે!
તુંજ જુદાઈ આફત ભારી!—જાની૦ ૬.

( ૩ )

સખી તરીજો ગણાય ખોરદાદ રે,
તેનો દીનને હકે કરૂં યાદ રે!
શરૂ થાઇ ચુકી હવે તાહાડ—જાની૦ ૭.
જુઓ ખેતરો તાજાં લીલાં રે!
ભાજી પાલે લાગેછે રસીલાં રે!
પીએ પાણી તે બગલાં મોજીલાં!—જાની૦ ૮.
એવે આવી લાગે જો તું વહાલો રે,
થાય દુખી આ દીલનો તાલો રે;
મટે અફસોસનો કંટાલો.—જાની૦ ૯.

( ૪ )

સખી ચોથો તે માસ છે તીર રે,
કરૂં જશનની તદબીર રે;
બીજા ઘહંબારનો એમાં ભીર—જાનો૦ ૧૦.
એમાં તાહાડનો જોર છે ભારી રે,
ચીરા પાડે તે ચામડી ફાડો રે;
સીવું બેસી હું તડકે સાડી!—જાનો૦ ૧૧.

હતે પાસે તું તો કેવું ખુશ રે !
મને મળતે કેવી તુંજ ઊફ રે !
ટલી જાતે નીરાશીની ઝુરૂ !—જાની૦ ૧૨.

( ૫ )

સખી પાંચમો માહ અમરદાદ રે,
તેથી રાખુંછું એવી મોરાદ રે,
ફલે આશા મારોનાં ઝાડ.—જાની૦ ૧૩.
હજી તાહાડનો દોર છે ચાલુ રે,
પોઊ મીઠા નીરાનું હું પેઆલું રે;
મોર શોભીતા આંખે નેહાલું-જાની૦ ૧૪.
નથી એવું છતાં દીલે થંડકરે !
રહે નીચું સદા મુજ મશતક રે !
ગુમ થયાં છે સુખને બરકત !—જાની૦ ૧૫.

( ૬ )

સખી છઠો શાહરેવર માસ રે,
એસે અરધું વરસ થશે પાસ રે;
ત્રીજા ઘહંબારનો છે વાસ—જાની૦ ૧૬.
હવે જાય છે થંડીતો નમતી રે,
થયું ઝાડે લીલાનબી કમતી રે;
રહે મુખડો ફીકો ગમથી—જાની૦ ૧૭.
મારૂં તન મન થાયછે નબલું રે !
મને અનગમતું આય સઘલું રે !
મુજ આશારો તારૂંજ પગલું !—જાની૦ ૧૮.

( ૭ )

સખી સાતમો માસ છે મેહેર રે,
તેનું જશન કરૂં મુજ ઘેર રે;
ચોથો ઘહંબાર એની આખેર—જાની૦ ૧૯.
બધે પસરી છે ખોદાની મેહર રે,
ઝાડપાને વસંતની લેહર રે;
વસી બાગોમાં ખુબી ને ખેર—જાની૦ ૨૦.
મુજ જાની, તું તાકીદે આવ રે !
તુજ લાડથી મુખ હસાવ રે !
આ ઘેરમાં સુખ વસાવ !—જાની૦ ૨૧.

( ૮ )

સખી આઠમો માસ છે આવાં રે,
હમો નમીએ નદીઓ ને નાલાં રે,
થવા દાદારનાં હેતવાલાં—જાની૦ ૨૩.
કેવા દીવસ તપેછે હુનાલા રે !
દીસે કેરીથી આંબા રૂપાલા રે !
ખુબ ખીલી રહેઆ ગુલલાલા !—જાની૦ ૨૩
નથી સોસાતી જુદાઇ આગ રે !
કીઆરે મલવાનો આવશે લાગ રે !
મને રીઝવે નહી ગુલ બાગ !—જાની૦ ૨૪.

( ૯ )

સખી નવમો તે માસ છે આદર રે,
તેનું જશન કરૂં હું બાલાતર રે;
મુજ ખાવંદને મલવા ખાતર—જાની૦ ૨૫.

ઝાડ ભરીઆં છે મેવા ને ફુલે રે!
રંગ રાગથી કોયલો બોલે રે!
નદી કીનારે ખુબ ખોલે!—જાની૰ ૨૬.
અરે કોયલ! આ વહાલાને કેહજે રે!
તેનો પેગામ લાવી તું દેજે રે!
કેવી ટવલું હું એકલી સેજે!—જાની૰ ૨૭.

( ૧૦ )

સખી દસમો તો છે દેનો તીસો રે,
સત જરતોશતનો છે દીસો રે;
વલી ઘહંબારનો છે હીસ્સો—જાની૰ ૨૮.
હવે પાણી વરસાદનાં વરસે રે,
સઉ જગા લીલાનથી ભરશે રે;
પડી ભોંય બી લેહરે ખીલશે—જાની૰ ૨૯.
તુંબી વરસાવ, ખાવંદ જાની રે!
મીઠું મોહબ્બત મેહરનું પાણી રે!
મટે સોસ મારાં દીલમાંની!—જાની૰ ૩૦.

( ૧૧ )

સખી માસ બેહમન અગીઆરો રે,
ગાય ઢોર ખાય લીલો ચારો રે;
લીલું બોછાનું ભાતનો કેઆરો!—જાની૰ ૩૧.
મેઘ વરસે છે પુરતા જોરે રે!
નદી નાલાં ઉભરાયાં છે રેલે રે!
ખેતી ખુશગુમા છે વેલે!—જાની૰ ૩૨.

કરે વાદલાં ગાજ ગગડાતા રે !
મારે વીજલી તેજી સપાટા રે !
મુજ દીલના એવા જલાપા !—જાની૦ ૩૩

( ૧૨ )

સખી બારમો માસ સપંદાર રે,
ગાજે ગાથા, ઘહંબાર, મુકતાદ રે;
ખુબ થાય રવાનોની યાદ.—જાની૦ ૩૪
મેગ વરસેછે ઝરમર ઝરમર રે,
શોભે કંટીનાં જેવરથી ખેતર રે;
દીલ ફીદા રહે કુદરત પર—જાની૦ ૩૫
હવે જાનીની મલવાની વકી રે !
ખુશ કુકેચ મેલાપની લેહેકી રે !
બાહાર નીકલ "ખુરશેદ" વાદલથી !—જાની૦ ૩૬

## છોકરીઓને કેળવણી આપવા બાબે કેલવણી પામેલી ગુલની નસીહત.

### ગરબો.

"નવલો બજાર લેવા જાય શેઠની ચાયની
વખત થાય"—એ રાહ.

મોકલો છોકરી નીશાળ—મેલવે રહાપણનો માલ—૧
તેની વધતી જાય સહમજ—તેનું ખોલતું થાય મગજ—૨
તેના વીચાર થાય સુધા—તેના વેહમો જાય ઊંધા—૩
તેનું ખોલ્લું થાય ધેઆન—મેલવે દુનીઆનું જ્ઞાન—૪

સમજે સારૂં ને નરસ—ગણે બેહુ વચે ફરક—૫
જાણે ધરમની ખુબી—પાપમાં જાય નહીં ડુબી—૬
જોય નીતીના મારગ—સમજે દોજખ ને સવરગ—૭
પાલે ઉલટથી ફરજ—ટાલે હીંમતથી ગરજ—૮
બોલે બંદગીનાં વાણાં—ગાય ખુબીનાં ગાણાં—૯
જાલવે ઇજત ને ટેકાવ—સાચવે ભરમ ને ઠેરાવ—૧૦
લડે બદી સાથ લડત—તજે કંકાસને તરત—૧૧
વાપરે જોશસાપર કાબુ—કરે રમખાનને ડાબું—૧૨
કરે મનને તવંગર—શીખે ધરવાને સબર—૧૩
કરે મુશકેલના એલાજ—છોડે મમત ને પતરાજ—૧૪
મેલવે ઉમેદમાં ફતેહ—નહી ફસી જાય ગતે—૧૫
કરે ઓલાદને દલેર—બને ઘરમાં લીલાં લેહેર—૧૬
છોડે તપપાઓ ખોટા—રાખે વીચારો મોહટા—૧૭
પામે કુદરતના રાહઘાટ—કરે લુચાને માહાત—૧૮
માને ખોદાને નીતે—સમજે વેહવારને રીતે—૧૯
વાંચે ખુબીની કેતાબ—ગણે ગણીત ને હીસાબ—૨૦
પામે દુનીઆના વીચાર—સમજે વીદાઆના તે સાર—૨૧
બુજે સંસારની કદર—રાખે દેશોની ખબર—૨૨
જાણે રાજોનો ખટપટ—આપે જવાબો ઝટપટ—૨૩
જાણે અસલની વાતો—સમજે સોધોની ભાંતો—૨૪
એવા કેળવણીના ગુણ—નહી મેળવો તો જબુન—૨૫
આ વખત જે બેટી—ભણવા નીશાળ નહી બેઠી—૨૬
તેનું નસીબ જાણજો કમ—તેનાં દીલને રેહશે ગમ—૨૭
તેને લાગશે સઉમાં લાજ—તેનાં ઘેરનું નબળું રાજ—૨૮

તે તો ગણાશે પથ્થર—તે તો પંસ્તાશે સજ્જર—૨૯
તેનો ગણાય એવો હાલ—જાણે વગર ફુલની ડહાંલ—૩૦
તેને લખવું હોય કાગજ—પડે બીજાંની ગરજ !—૩૧
તેને હીસાબ કરવા હોય—ઉભી સાવજ પેઠે જોય !—૩૨
તેને પુછીએ કંઈ બયાન—ત્યારે દેખાય તે હેવાન !—૩૩
પુછો દુરનો કંઇ સવાલ—દેશે જવાબમાં તે ગાળ !—૩૪
તેને પુછો કંઇ કળા—કહે "મારી જાણે બલા !"—૩૫
કેહશે સાહાણસોને તે ઊંઠ !—ગણશે આદાંને તે સુંઠ !—૩૬
ઘોડા ઘધેડાનો ફેર—તેને પુછો, લાગશે જેહર !—૩૭
કેહશે શેહરને તે ગામ !—ગણશે રાક્ષસને તે રામ !—૩૮
ગણી ખોદાને શેખર—રાખશે ભુતોનો તે ડર ! !—૩૯
નહીં બોલવામાં સકાર !—રાખશે "રાંડેલ" પર વીચાર !—૪૦
નીકળે કજીઆમાં બહાદુર !—બને વેહમોમાં ચતુર !—૪૧
નીંદા કરવામાં પુરાં !—ગણશે સમજુને બુરાં !—૪૨
ગાશે એબ ભરેલાં ગીત !—કરશે સુધારાની છીટ !—૪૩
એવી ઊંધી સઘળી ચાલ—વગર કેળવણીની ફાલ !—૪૪
માટે, કેળવણી વગર—બળોઊં ગણજો તમ જીવતર.—૪૫
ચાહેચ કેળવણી "ખુરશેદ"—તેવીજ ગુલનોબી ઉમેદ !-૪૬

## શેર સટાની ખરાબી વીશે.

"મા પાવે તે ગટથી ઊતરયા માં કાળીરે૦"—એ રાહ.

શેરે કીધો સંહાર, સઇયર શું કરીયે ;
બહુ લોક થયાં લાચાર ધીરજ કેમ ધરીયે—૧

લેણું નવ આપે લોક, સઇયર શું કરીયે ;
થઇ દીન હલાવે ડોક, ધીરજ કેમ ધરીયે–૨
માગે તે મુકે કેમ, સઇયર શું કરીયે ;
વડી અડચણ આવી એમ, ધીરજ કેમ કરીયે–૩
શેરે તો લુટયાં શેહેર, સઇઅર શું કરીયે ;
કાંઈ કીધો કાળો કેર, ધીરજ કેમ ધરીયે–૪
દુનીયાનો વાળયો દાટ, સઇયર શું કરીયે ;
અતી ઉપજાવયા ઉચાટ, ધીરજ કેમ ધરીયે–૫
નર કઇક થયા નાદાર, સઇયર શું કરીયે ;
વલી બંધ પડયા વેપાર, ધીરજ કેમ ધરીયે–૬
ઉપજી ઉરમાંહી અધીર, સઇયર શું કરીયે ;
કઇ નરના ઉતરીઆ નીર, ધીરજ કેમ ધરીયે–૭
બહુએ ખોયાં ઘરબાર, સઇયર શું કરીયે ;
એકે ન રહયો આધાર, ધીરજ કેમ ધરીયે–૮
કંઇ ગયા તજીને ગામ, સઇયર શું કરીયે ;
દેવાને, મળયા દામ, ધીરજ કેમ ધરીયે–૯
કંઇ ઉદર ભરે નહી અંન, સઇયર શું કરીયે ;
કંઇ મરવા ઇછે મંન, ધીરજ કેમ ધરીએ–૧૦
કંઇ દેખાડે નહીં મુખ, સઇયર શું કરીયે ;
કંઇ દીલમાં પામયા દુખ, ધીરજ કેમ ધરીયે–૧૧
અણ ઘટતુ દેખી આમ, સઇયિર શું કરીયે ;
દીલગીર છે દલપતરામ, ધીરજ કેમ ધરીયે–૧૨



## પંડીત દયાનંદ સરસવતી સવામી મુંબઈ આવયા હતા તે વીશે.

"ચાલો સખી આપણ રે આજે"—એ રાહ ઉપર.

ચાલો બેનો ઉમંગે ગાઇએ,
ભલું જેણે કરયું તેને ચાહીએ.
પંડીત દયાનંદ સ્વામી,
એવો એક મહા પુરૂષ નામી.
આવ્યો છે અહીંઆ તે ફરતો,
જગે જગે સુભાષણો કરતો.
હીંદુ જાતીનું ભલું કરવા,
દુઃખ દલીદ્રતા તેમની હરવા.
દાખવે રસતા જે સાચા,
ગગડાવી નાખે પાયા કાચા.
વેહેમના કોટો રે ભાંજે,
આંખમાં તે એવું અંજન આંજે.
પરદો ફાટે રે અંધકારી,
સુહાય પછી ઝટ રીતી સારી.
મુરતી પુજા રે ખંડે,
જેણે હસાય છે હીંદુ સંધે.
વેદની સાક્ષી રે આપે,
નીરંજન ભકતીને થાપે.
થાય વલી વોધવાને વહારે,
દુઃખો તેમનાં કહે પોકારે.

પુનર્વિવાહની રૂઢી,
સુખાકારી જે સઉથી સુધી.
તેને કરવાને ચાલુ,
મંડેછે એ પંડીત દયાલુ.
એવો એ નર છે સાહસીક,
ડાહ્યો, ધરમી ને પ્રમાણીક.
તેનાં ગાઈએ રે સહુ ગીતડાં,
ઊઘડે વેહેમીઓનાં ચીતડાં.
પાછલ અરડાય છે જે થાલા,
બગીચે જેહેરી જે પાલા.
નાતનું સતીઆનાશ વાલે,
વીના આગે આબાદો બાલે.
જલજો તેવા રે રેંચા,
વેહમી, અધુરા, દીલના પોચા.
જીવજો એવા રે નર ભલે,
ચાલે જે દયાનંદને પગલે.
હીંદુ સુખ પામે સઘલે,
મોહપર કીરતીનો વલી રંગ લે.

## વીંછુના ચટકાની રમુજી ગરબી.

અરરર માડી રે છાણાં તે વીણવા ગઈતી મા
અરરર માડી રે સોબત સહીની થઈતી, મા વીંછુડો.
વીંછુડો, અરરર માડી રે છાનોમાનો લપાયો મા વીંછુડો.

અરરરર માડી રે વાંકો વલો દંખ મારયો,—મા વીંછુડો.
અરરરર માડી રે નાસતાં તેને ભાલ્યો, મા વીંછુડો.
અરરરર માડી રે, આસો લેરો આવી, મા વીંછુડો.
અરરરર માડી રે સઇઅર તેડી લાવી, મા વીંછુડો.
અરરરર માડી રે સસરાને તેડાવો, મા વીંછુડો.
અરરરર માડી રે પડદાને બધાવો, મા વીંછુડો.
અરરરર માડી રે સસરા અહીંઆં આવે, મા વીંછુડો.
અરરરર માડી રે ગાડી બેસવા લાવે, મા વીંછુડો.
અરરરર માડી રે કાલુ પર લઇ ચાલો, મા વીંછુડો.
અરરરર માડી રે રેસમ બુ બોલાવો, મા વીંછુડો.
અરરરર માડી રે વીછુડો ઉતરાવો, મા વીંછુડો.
અરરરર માડી રે વીછુડે વેર વાળ્યાં, મા વીંછુડો.
અરરરર માડી રે હરખ હઇઆના ટાળ્યા, મા વીંછુડો.
અરરરર માડી રે ભોજનીયાં ન ભાવે, મા વીંછુડો.
અરરરર માડી રે સુતાં નીંદ્રા ન આવે, મા વીંછુડો.
અરરરર માડી રે ઓરડામાં ઢોલીઆ ઢલાવો, મા વીંછુડો.
અરરરર માડી રે પરણ્યાને બોલાવો, મા વીંછુડો.
અરરરર માડી રે સીરો ને કરાવો, મા વીંછુડો.
અરરરર માડી રે પરણ્યો કોળીઆ ખવરાવે, મા વીંછુડો.
અરરરર માડી રે વીછોનો વેદના ભારી, મા વીંછુડો.
અરરરર માડી રે દુનીઆં રહીછે હારી, મા વીંછુડો.
અરરરર માડી રે વાતે તે સઉ જાણે, મા વીંછુડો.
અરરરર માડી રે ગાયું તેવે ટાણે, મા વીંછુડો.

અરરર માડી રે ચકાલાલે ચિત ચાઇ, મા વીંછુડો.
અરરર માડો રે ગરબી રશીક ગાઇ, મા વીંછુડો.

## મીથયા જગત વીશે.

તારા મનમાં જાણેછે મરવું નથી રે,
એવો નીશચે કરયો નીરધાર;
તેમાં ભુલી ગયો ભગવાનને રે–ટેક.

ધન દોલત નારી ને ઘણા દીકરા રે,
ખેતી વાડી ઘોડા ને ઘરબાર–તેમાં૦ ૧

મેડી મંદીર ઝરૂખાં ને માલીયાં રે,
સુખદાયક સોનેરી સેજ–તેમાં૦ ૨

ગાદી તકીયા ને ગાલ મસુરીયાં રે,
અતી આડ કરેછે એજ–તેમાં૦ ૩

નીચું કાંધ કરીને નમતો નથી રે,
એવું સાધુ સંગાતે અભીમાન–તેમાં૦ ૪

મારમાલી મોહનની મુરતી રે,
તેની સાથે ન લાગેલ તાન–તેમાં૦ ૫

પાપ અનેક જનમનાં આવી મલયા રે,
તારી મતી મલીન થઇ મંદ–તેમાં૦ ૬

દેવાનંદના વાલાને વીસરી ગયો રે,
તારે પડયો ગલે જમ ફંદ–તેમાં૦ ૭

## મોતનાં નગારાં વીશે.

તારે માથે નગારાં વાગે મોતનાં રે,
નથી એક ઘડીનો નીરધાર,
તો એ જાણ્યા નહીં જગદીશને રે—ટેક.

મોટા મેલોને રાજ મરી ગયા રે,
જોને જાતાં ન લાગી વાર—તોય૦ ૧

તારૂં જોબન ગયું જખ મારતું રે,
માથે કાલા મટી ગયા કેશ—તોય૦ ૨

અંતકાલે લેવાને જમ આવીઆ રે,
તેનો ભાલી ભયંકર વેષ—તોય૦ ૩

રોમ કોટી વીંછી તણી વેદના રે,
દુઃખ પામયો તું દઈવના ચોર—તોય૦ ૪

સગાં સવારથી મલયાં સરવ લુટવા રે,
તેનુ જરોએ ન ચાલે જોર—તોય૦ ૫

જીભ ટુટી પડી ને તુટી નાડીયો રે,
થયું દેહ તજયાંનું તતકાલ—તોય૦ ૬

દેવાનંદ કહે ન જાણ્યાં મારા નાથને રે,
મલયો માણસનો દેહ વીશાલ—તોય૦ ૭

# હીંદુસથાનના પારસીઓની કીરતીનો ગરબો.

"વાહાળા તારી વાતરી હમે જોઇયે રે."—એ રાગ

પુરા ગુણી પારસીઓ ખુબીવંતા રે!—ટેક.

સબ્બો પારસો આપણો ટોલો રે,
સંખ્યે નાહનો દમામે બોહળો રે;
તેનો કીરતીનાં ગાનાં બોલો—પુરા૦ ૧.

તે તો આવીઓછે દેશને છોડી રે,
દીન ઉપર ઉમેદ જોડી રે;
તેની બીના સુણો તમ થોડી—પુરા૦ ૨.

દેશ ઇરાન આરબે લીધું રે,
બહુ નુકસાન તેઓએ કીધું રે;
અતી દુઃખ ધરમને દીધું—પુરા૦ ૩.

નહી પારસીનો રહેઓ થાગો રે,
છેક દહાડો તો પડવા લાગો રે;
રાજ દોર થયો કુલ આંધો—પુરા૦ ૪.

તોબી દીનના બંચાવ માટે રે,
અતી વીપત્તી ભોગવી જાતે રે;
આવી વસીઆ હીંદુસ્થાન ખાતે—પુરા૦ ૫.

હતી હાલત તેમની માઠી રે,
દુઃખો પડતાં જાય છુઆં તીઆંથી રે;
થતા કાયલ હાદેસાથી—પુરા૦ ૬.

જોકે જાતે હતા તેઓ જંગી રે,
તોબી વેળા ઘણીજ કઢંગી રે;
હતી સઉ વાતે તેમને તંગી–પુરા૦ ૭.
તેઓ વધવા ધીરે ધીરે લાગા રે.
દીન સંકટના હવે ભાગા રે;
ખુબ ચહડતીના ચંગો વાગા !–પુરા૦ ૮.
નહીં વાદલે સુરીઅ ઘંકાતો રે,
નાહી તડકાંથી ઝરો સુકાતો રે;
તેમ ટોલો એ તપતો જાતો–પુરા૦ ૯.
તેઓ ઉદીઅમમાં ખુબ મંડીઆ રે,
તેઓ ભારે કામોમાં પડીઆ રે;
તેઓ ફતેહથી ઊંચા ચહડીઆ–પુરા૦ ૧૦
તેઓ રાખે ચતુરાઇ ભારી રે,
થયા સરકારી દરબારી રે;
વગો મેલીઆ ઘણા વધારી–પુરા૦ ૧૧.
તેઓ મોહટાઈ મેળવેછે આજે રે,
જેની કીરતી તો ચોખંડે ગાજે રે;
બધે પારસી નામ બીરાજે રે–પુરા૦ ૧૨.
વીસ કરોડની હીંદની વસતી રે,
તેમાં પારસી લાખથી કમતી રે;
તોબી ભોગવે સઉમાં ચાહડતી !–પુરા૦ ૧૩.
મુખીઅ મુંબઇ છે તેમનું વસવું રે,
તેઓ હાથે છે મુંબઇનું વધવું રે;
પુરૂં પનોતું તેમનું પગલું–પુરા૦ ૧૪.

વળી બહાદુર તેઓ વેપારે રે,
ઘણા આંટવાળા છે વેહવારે રે;
તેમ સુધરેલા સંસારે–પુરા૦ ૧૫.
કરે લખ્ખોની ઉથલ પાથલ રે,
વધે એલમ હોનરે આગળ રે;
રાજ જેવી રાખેછે ધાંધલ–પુરા૦ ૧૬.
તેઓ સઉ કરતાં છે શોખીલા રે,
તેઓ જાતે રમુજી મોજીલા રે;
શોભે તેઓ વડે કુલ મેલા–પુરા૦ ૧૭.
તેઓ દેશીઓમાં આગેવાનો રે,
બને તેઓથી ભારે કામો રે;
મુલ પામેછે તેમનાં નામો–પુરા૦ ૧૮.
તેની સઉમાં સખાવત નેઆરો રે,
જેનો ઝરો વેહતો છે જારી રે;
એથોજ મેળવી કીરતી ભારી–પુરા૦ ૧૯.
કુલે હીંદની દેશનો કોમે રે,
કોઇ ખેતાબ "સર"નો ન પામે રે;
એક પારસીજ "સર" નામે !–પુરા૦ ૨૦.
તેઓ પામીઆછે મોહટા ઓધા રે,
વધી ગયાછે તેમના મોભા રે;
તેઓ વડે દેશીઓને શોભા–પુરા૦ ૨૧.
દેશ આખાના હકને માટે રે,
તેઓ લડેછે સરકાર સાથે રે;
પડી આગલ ને હક માગે–પુરા૦ ૨૨.

દુર મુલકે, દરીઆ ખેડી રે,
મોહટી કહાડી છે તેઓએ પેહેડી રે;
તોડી નાખીછે બીહીકની બેડી—પુરા૦ ૨૩.
તેઓ અમેરીકા જઇ આયા રે,
ખુબ વેલાતમાં પરોટાયા રે;
બીજા દેશોબી ફરી જોયા—પુરા૦ ૨૪.
તેઓ રાજ તરફ વફાદાર છે રે,
જેથી ફીદા અંગરેજ સરકાર છે રે;
તેઓ ભલાઇના દીલદાર છે—પુરા૦ ૨૫
જગે જગે બાંધી છે ધરમશાળા રે,
શ્વચા સઘલા લોકોને વહાળા રે;
બધે કેહેવાય હીંમતવાળા—પુરા૦ ૨૬
બહુ બાંધીઆ કુવા ને પુલો રે,
સુખ સગવડનાં જે મુલો રે;
શેહરે શેહરે કહાડી ઇસ્કુલો—પુરા૦ ૨૭.
ઘણાં સ્થાપીઆં દવાખાનાં રે,
બહુ કહાડીઆં ધરમનાં ખાતાં રે;
સઉ જાતને આશરે થાતાં !—પુરા૦ ૨૮.
તેઓ જાતે કદાવરી અંગના રે,
નુરી ચેહરા ગોલાબી રંગના રે;
દીલે જોસ્સા ધરાવે જંગના !—પુરા૦ ૨૯
એથી માન વધુ તેમને મળજો રે,
ભુડું સઘલું તેમનું ટળજો રે;
પુત તેજ બહાદુર નીકળજો—પુરા૦ ૩૦

તેમના બદખાહો ઉંધા પડજો રે,
તેઓ મોહટાઇમાં હમેશ ચહડજો રે;
"ખુરશેદ" મીસાલ ઝલકજો !—ખુશ૦ ૩૧

## પારસીઓની ડુંગરવાડીપર થયલા હુમલા વીશે.

"ભલી ભલી રે મુંબઇ શેહર"—એ રાહપર.

થયો થયો રે માહા ગજબ—ડુંગરવાડી પર,
બનીઓ બનાવ એ અજબ—ડુંગરવાડી પર—ટેક.
અઢારસો તોંતેરના સાલમાં—ચોથી, એપરેલ માસ રે,
લઇ બેઠા બે જુદ્દીનો જઇ—જગ દુખમાની પાસ—ડુંગર૦
અનધારેલો કરી ધસારો—પાછલ પોલીસ સાથ રે,
માલુમ પડતાંજ પડયા ઉતરી—પારસી ભોડવા બાથ—ડું૦
હાંકી નસાડી મુદાઇઓને—જગા કરી ઝટ હાથ રે,
પણ પોલીસથી ઝટ ફરી ગઈ—તક, બાજી ને વાત—ડું૦
બંડખોર કહી પોલીસે, પારસી—પચીસ ને પચાસ રે,
ઠોકી બેડી બાંધ્યા મુસકા—ચલાવવા તપાસ—ડું૦
ચાલયો પરથમ કેસ પોલીસમાં—થયો સેશન કમીટ રે,
થઈ પડયો ચોપાસે દેખાવ—પારસીને ભયભીત—ડું૦
ચાલી આખી સાત દીવસ વેર—સેશનમાં તપાસ રે,
શરૂ જુલાઇ સાતમીથી ને—સોલમીએ ખલાસ—ડું૦
ઠેરવીઆ જુરીએ તેમાં—પારસીઓ નીરદોશ રે—
જો કે સાંમે સાક્ષી પુશકલ—વલી સતાનો જોશ—ડું૦

હતો હીમાતી પારસીઓનો-લડવે આગેવાન રે,
મોસટર એનેસટી, ગયો જે-ગુજરી, મેલવી માન-હું૦
કીધો જીવ તોડી કુનેહથી-પારસીનો બચાવ રે,
કીધા જમીન દોસ્ત પોલીસના-પેચ, કલા ને દાવ-હું૦
બીજા છ બારીસ્ટર હતા,-કરતા મદદ પીઠ રે,
સટારલીંગ,પીરોજશા,મેહયુ-જાકસન, બરાનસન,લોટ-હું૦
એમની કાબેલયત સાથ મલી-રંજ પારસી અથાગ રે,
છુટા પારસી થઈ સુરખરૂ-ભુગી કપાલથી દાગ-હું૦
ફતેહ પામી કીધાં જશનો-ખુશાલી, બખશેશ રે,
નામને ખાતર જર ખરચવા-કીધી કસુર નવ લેશ-હું૦
ફીકી પડી બહુ આ ફતેહથી-સુટરની પોલીસ રે,
ટીકા પામી ચોતરફથી-થઇ બદનામ ને "હોસ"-હું૦
પસાર કીધું સંકટ એક એ-રહયું બીજું બોકટ રે,
ગયલી હાથથી જગા મેલવવા-કામ ચલાવ્યું ઝટ-હું૦

## નર દેહ તરવાને આવયા તે વીશે.

"હરી હૈયાના હાર છો રે, તમે હરી હૈયાના હાર છો"-
એ રાહ.

આવીઓ આવીઓ આવીઓ રે,
નર દેહ તારે તરવાનો આવીઓ—ટેક.
જ્યાં ગયો ત્યાં લગે જડનોરે ગડબડ,
બાકીનો સુઇને; ગમાવીઓ રે—નર દેહ. ૧.

ખુટશે આયુષ્ય ક્ષણ ક્ષણ જાતાં,
ક્રોડ ગણું હેશ કદી લાવોઓ રે—નર દેહ. ૨
લખ ચોરાસીમાં રઝલીશ જો કદી,
કાલે અચાનક ચાવોઓ રે—નર દેહ. ૩
તે માટે તું શરણ જા તેને,
જે ગુરૂ વેદે ફરમાવોઓ રે—નર દેહ. ૪
સચ્ચિદાનંદ બ્રહ્મ અખંડ ભજીને,
છુટીશ માયાથી તો તું ફાવોઓ રે—નર દેહ. ૫

## નીરંજન નાથને ભજવા વીશે.

નાથને નાથને નાથને રે અમે ભજિયે
નીરજંન નાથને—ટેક.
જે બંધાણેલ તે કેમ છોડે,
બીજાના બાંધેલા હાથને રે—અમે ભજીએ. ૧
મમતા મોહમાં જે ભુલ્યા ભટકે,
શોધે તે કામનાના સાથને રે—અમે ભજીએ. ૨
રોગ અવિદ્યાનો અમને ન આવે,
પીધો છે જ્ઞાનના ક્વાથને રે—અમે ભજીએ. ૩
ચૈતન્ય કલ્પતરૂ તજી કયમ ભરીએ,
જુઠ જડ બાવલે બાથને રે—અમે ભજીએ. ૪
સચ્ચિદાનંદ કહે બ્રહ્મ વણ બીજી,
અન્ય ન ગાઇએ નાથને રે—અમે ભજીએ. ૫

# વરયાવ ગામની પારસીઓની અસલી બહાદુર ઓરતો વીશે ગરબો.

" મારા ' મોહટા ભાઈ' ની વાડી જો—ને ગરબો રમવા ચાલી જો. "—એ રાહ.

સખી શેહર સુરતની સામે જો,
એક ગામ છે "વરયાવ" નામે જો—૧
તોઆં સેંકડો સાલની વાતપર જો,
ગજબ થાયા પારસી જાતપર જો.—૨
બહુ વસતા પારસી કબીલા જો,
"સંજાણ"થી આવી વસેલા જો—૩
હવે, "રતનપોર"વાળા ગરાસીઆ જો,
જેઓ ખુની, લુટારા, ફાંસીઆ જો—૪
દર વરસે તાઆં તેઓ આવે જો,
લુટ સઉપર ધુમ ચલાવે જો—પ
તેમની સામે પારસી થાયા જો,
ભીડી હથીઆર સનમુખ આયા જો—૬
માર મારી નહસાડી કહાડીઆ જો,
એમ ઘણીવાર પારસી ફાવીઆ જો—૭
દાગ તેનો ગરાસીઆ રાખતા જો,
પારસીને મારવા તાંપતા જો—૮
એક દીને પારસીનો તેહવાર જો,
હતો નવાં સાલનો મેહમાર જો—૯

હતા પારસી કેફથી ભરપુર જો,
ખાઇ પીને થાયલા ચકચુર જો—૧૦
એવી તક જોઇને તે ચોરો જો,
પાડે ગામ ઉપર દરોડો જો—૧૧
ટોળેટોળાં ઉતરી પડીઆ જો,
પારસીને લુટવા મંડીઆ જો—૧૨
પડી નારીઓ ગભરાટમાં જો,
નહો ઉપાય કંઇબી હાથમાં જો—૧૩
એવી આફત જોઇ એક નારી જો,
ધરી હીંમત ને બાહાર આવી જો—૧૪
થતી દસતુરની તે બેટી જો,
ખુબસુરતીનુ તેજ લેતી જો—૧૫
શોખી પામેલી તે દાનાઈ જો,
જેનું નામ ગુણવંત **નવાજબાઈ** જો—૧૬
તેણે સઘળીઓને તેડી જો,
એમ બોલી ભરીને કચેરી જો—૧૭
" બેહનો ! ધાડ છે પીંડારાની જો,
" બહુ થાયછે આપણી હાણી જો—૧૮
" નથી મરદો આપણા હોશમાં જો,
" ઘટે લડવું આપણે જોશમાં જો !—૧૯
" જાત આપણી બહાદુર તેજી જો,
" કરી શતરૂની ખુનરેજી જો—૨૦

" અને જાળવીએ નામ લાજને જો !"
બધો મળતો થઈ નવાજને જો–૨૧

તેણી હથીઆર અંગમાં ભીડીઆં જો !
બેસી ઘોડે લડવા મંડીઆં જો !–૨૨

મુખ બુરખાથી છુપાવીઆં જો !
માર ઘોડે મેદાન આવીઆં જો !–૨૩

ખુનો તળવાર નોકે મારો જો,
તન નાખે તેમનાં ફાડી જો !–૨૪

ડોક ચોરનાં ઉછળો ઊંચે જો,
પડે વધાત્ર થઇ પગ નીચે જો !–૨૫

થઇ લોહીથી જમીન રાતી જો,
કેવી હીંમતી તેમની છાતી જો !–૨૬

જેઓ જીવીઆ, જીવ લઇ નાઠા જો !
નહી મેલીઆ તે પણ જાતા જો !–૨૭

પણ બનાવ બનીઓ એક ઉલટો જો,
એક નારનો પડીઓ બુરખો જો–૨૮

દીપો સુરત ખુબ રૂપાળી જો,
વળી દેખાઇ કાનની બાળી જો–૨૯

તેથી ગરાસીઆઓ ચેતીઆ જો,
" ફોક ગયા નારોના મારીઆ !" જો–૩૦

બહુ નાચું તેમને લાગું જો,
કીધું લડવુ તેઓ પાછું જો–૩૧

બધી ઓરત કાપો નાખો જો,
નહો બાકી કોઇને રાખી જો !–૩૨

પછી મરદોને કુલ મારીઆ જો,
સુતેલાને પુરાજ સુવાડીઆ જો !–૩૩

" વરીઆવા બેહદ્દોનનું પરબ " જો,
આજ જીવતી છે તેની શાહદત જો–૩૪

આએ દાખલે, પારસી બાનુ જો !
ઘણું તમને છે શીખવાનું જો–૩૫

રાખી હીંમત તેજી દીલે જો,
સમો સંભાળલો બાન ઢીલે જો–૩૬

જુઓ ! ઉપલો બહાદુર નારો જો,
કેવો કરી ગઇ નામદારી જો !–૩૭

જોકે લરતે ગઇઓ તેઓ જાનથી જો,
તોબી ભરપુર છે નામ માનથી જો–૩૮

પેલી નેક નવાજના કીરતી રે,
સદા કાળ રેહવાની દીપતી જો–૩૯

માટે, પારસીઓની બેટી જો !
શીખો રાખવા હીંમત વેહતી જો–૪૦

બીહીક દીલમાંથી કુલ કહાડો જો,
અને બહાદુર થાવા માંડો જો–૪૧

એવો નારો હવડાં થાએ જો,
તેની ખુબી " ખુરશેદ " ગાએ જો !–૪૨

## ભણવા ઊપર પરીત રાખવા વીશે.

બહેનો ભણવા ઊપર પ્રીત, નીત નવી રાખો રે;
તજી દઈ નરસી રીત, નીતીરસ ચાખો રે—૧

રૂડું ભણવાથી થાય, તે ન ગણાય રે;
તન મન દુખડાં જાય, સુખ જણાએ રે—૨

પુત્રી વધુ ને માત, એના ધરમો રે;
સહીયર તણા સહુ રા?, જાણો મરમો રે—૩

ઘરનો ઉપાડો ભાર, જુગતી ચલાવી રે;
વણસાડો ન લગાર, ઘર દાઝ લાવી રે—૪

મળી બેહાં જો ચાર, મરમ ન કહાડો રે;
સંગત પીયુની સાર, તેથી લાહો રે—૫

ભુત ભમાડા વહેમ, કહાડી નાખો રે;
નરસા ઉપર રહેમ, કદી ના રાખો રે—૬

પીહર સાસર વા , સંપ કરજો રે;
પસરે કીરતી સુવાસ, સ?સે ગરજો રે—૭

જો ભુલવે દુરીજન, કાન ન દેજો રે;
પ્રભુભય ધારી મન, ધરમે રહેજો રે—૮

સવારથ કરવા કાજે, નવ ગભરાશો રે;
રસતો રાખી લાજ, લેજો ખાસો રે—૯

રસીક બનો ચતુરાઇ, ઘરમાં રમજો રે;
વાંધાથી ન ધરાઇ, રસ ખુબ જમજો રે—૧૦

પામો જો વીરામ, ઘર કામોથી રે;
ગાઓ શ્રી પ્રભુરામ, હાહે મહોથી રે—૧૧

ચમતકાર સહુ સાર, આ સંસાર રે;
જાણો વીશ્વાધાર, જ્ઞાન વીચાર રે—૧૨

ફરી ફરી કહું છું બહેન, વીદ્યા ભણજો રે;
લાજ વધારી એન લાભો ગણજો રે—૧૩

વીદ્યાથી સંતોષ, છે વળી નયરો રે;
બહુ સમશે સહુ રોષ, સાચું ધારો રે—૧૪

વીદ્યાથી લઇ જ્ઞાન, ભવના પાશો રે;
ઝટ તોડી સહમાન, સવરગે જાશો રે—૧૫

## પરીનસ આફ વેલસ હીંદુસતાનના જુદા જુદા ભાગોમાં ફરીને વેલાત જવા માટે પાછો મુંબઈ આવયો હતો તે વીશે.

"મલજો મલજો મલજો રે મારા શામ
કાલે મલજો"—એ રાહ.

આવયા આવયા આવયા રે
તમો પરીનસ પાછા આવયા—ટેક.

લગભગ માસ ચાર દુર પડીને,
ડોલા મુંબઇના તણાવયા રે—તે—તમો૦ ૧

હીંદમાં ફરીને મોજ બહુ કરીને,
મનની નેમમાં ફાવયા રે—તમો૦ ૨

હમણાં વધાવયે ફરી ફુલોથી,
હતા આગલ પણ વધાવયા રે—તમો૦ ૩
આજ કેહેવાઓછો પધારોયા મુંબઈ,
પરમ કહેવાશો સોધાવયા રે—તમો૦ ૪
પાડ માનીયે પરમેશ્વરનો ગામ,
સાથે સુખાકારી બચાવયા રે—તમો૦ ૫
સરવે પ્રજાએ દેખાડયાં માન હેત,
સઉ દીલમાં તમો બહુ ભાવયા રે—તમો૦ ૬
નવા દેખાવોને આગે હવાથી,
લોહી સારૂં મોંહ પર લાવયા રે—તમો૦ ૭

## પોતાના પતીને મલવા માટે એક હીંદુ બાઈ સને ૧૮૬૯ માં મસકત ગઈ હતી તે વીશે.

" મલજો મલજો મલજો રે મારા શયામ કાલે મલજો."—
એ રાહ.

ગાઈયે ગાઈયે ગાઈયે રે
ગુણ, ગુણીયલ તારા ગાઈયે—ટેક,
પતીને મલવા પરવાસ કરવામાં,
વીવેક વાપરીઓ તું ડાહીએ રે—ગાઈયે૦ ૧
જોખમ ખેડી જબરી છાતી ચલાવી,
ખોલયો સુમારગ તું બાઈએ રે—ગાઈયે૦ ૨
નયાત બાહેર કહાડીને નામ ડુબાવયું,
અજ્ઞાની જાત ભાઈએ રે—ગાઈયે૦ ૩

સંમતી સતુની ને સંગ આપોને,
સાહયે તું બેનને થાઇયે—ગાઈયે૦ ૪
દાખલો પકડો તુંજ સાહસ કરમનો,
હમો બો મલવા જાઇએ રે—ગાઈયે૦ ૫
ઝનુની અજ્ઞાન નચાતથી ન બીહતાં,
સવામીનો છેડલો સાહીયે રે—ગાઇયે૦ ૬
દુર રહી પતીથી દાહેડા ને દાહેડા,
જીવડાને કેટલો વાહીયે રે—ગાઇયે૦ ૭
વીયોગ ખમતાં ગુમાવી જોબન,
મરવાને અંત ચાહીયે રે—ગાઇયે૦ ૮
ફસાય ફુરસતે સવભાવીક રીતે,
જીવથી કેટલાં મુજાઈયે રે—ગાઈયે૦ ૯
પતી વીનાં કેમ સુખ રસ પીજીયે,
ને સંસાર ફલ કયાં પાઇયે રે—ગાઈયે૦ ૧૦
વાંસે હુમારે રેહજો દાતરાં,
વાણી તમ ગાઈ હરખાઇયે રે—ગાઈયે૦ ૧૧

## દીલમાં દીવો કરવા વીશે.

દીલમાં દીવો કરો દીવો કરો—કુડાં કરોધ કામ
ને પરહરો રે—દીલમાં દીવો કરો દીવો કરો—ટેક.
દયા દીવેલ પ્રણાલ્યું પરેમ લાવો,
મહી સુરતી દીવેટ બનાવો;
મહી બ્રહ્મ અગ્ની ચેતાવો રે—દીલમાં દી૦ ૧

સાચ દીલનો દીવો જયારે થાશે,
ત્યારે અંધારૂં મટી જાશે;
પછી બ્રહ્મલોક તો ઓળખાશે રે—દીલમાં દી૦ ૨
દીવો અણુભે પ્રગટે એવો,
ટાળે તનનાં તીમર તેવો;
તેને નયણે નરખી લેવો રે—દીલમાં દી૦ ૩
દાસ રણછોડે ઘર સંભાળ્યું,
જડી કુંચી ઉઘડ્યું તાળું;
થયું ભુમંડળમાં અજવાળું રે—દીલમાં દી૦ ૪

## રામ ભજવાની તક જતી ન મેલવા વીશે.

"હાર છો હાર છો હાર છો રે, તમે હરી હઈયાના હાર છો"-
એ રાગ.

રામજી ભજવાની તક જાય છે રે,
રૂડા રામજી ભજવાની તક જાએ છે—ટેક.

માટે અજ્ઞાની તું કરને ઉતાવળ,
ઓછી આવરદા થાએ છે રે—રૂડા. ૧
છાનો તે કાળ ભમે શીર ઉપર,
ખડની પેઠે તને ખાય છે રે—રૂડા. ૨
હઈયે તે પગ દેઈ પોઠેછે પ્રેમદા,
વીશના પ્યાલા તને પાય છે રે—રૂડા. ૩
રણછોડ રંક કંગાલ સરીખડો,
ગુણલા ગોવીંદના ગાય છે રે—રૂડા. ૪

## કલજુગની કહાણી.

"અલબેલી રે અંબે માત જોવાને જઇયે"—એ રાહ.

તમે સાંભલોની સંત સુજાણ—કલજુગ આવ્યો રે,
તમે દેખો દુનયાના લોક—કલજુગ આવ્યો રે—ટેક.

કલજુગ તો સત જુગને રે ભેદે,
જેમ દીવાલીનો હોલી રે;
સત જુગમા તો સાધુ રે જણુ ને,
કલજુગમાં નહીં કોઇ—કલજુગ૦ ૧

બ્રાહ્મણ થઇ ખેતી રે કરશે,
ને બોખના પીશે પાણી રે;
ભલા મનુશ થઈ ઊગા કેહેવાશે,
ગળે ગરાકુ તાણી—કલજુગ૦ ૨

શ્રીમંત જાત થઇ તુલસી રે વાવશે,
મોચી વોધા ભણશે રે;
પાખંડીની પુજા રે થાશે,
પંડોત બેસી રેહેશે—કલજુગ૦ ૩

શાધુ રે સંતને શોધીને મારશે,
ને લુચ્ચાની સંગત કરશે રે;
પોતાના દેવના દીવો નહીં દેખે,
પીર મલીદા ખાશે—કલજુગ૦ ૪

છળ છળ ભેદ કુદવા પડશે,
ને પ્રપંચ વરશે ઝાઝા રે;

ભણ્યા હશે તે ભુખે મરશે,
હરામી હશે તે તાજા—કલજુગ૦ ૫
પાંચ મળી પંચાએત કરશે,
ને પક્ષ પોતા તણો તાણશે રે;
ભેળી રે થાપણ ઓળવશે ને,
રાંડો રાંડો રડાવશે—કલજુગ૦ ૬
લખનાર થઈ ગળાનું કરશે,
ને ખોટાં નામાં લખશે રે;
કુંભાર ગોળા વેચનાર થાશે,
કણબી તાણા તાણશે—કલજુગ૦ ૭
કાંટા રે વચ્ચે કુદકા પડશે,
ને મોટેરાં લાંચ ખાશે રે;
સાચાં હશે તેને ખોટાં કરશે,
એવો ન્યાય તોળાશે—કલજુગ૦ ૮
મોટાના ઘરનો વહુ દીકરો તે,
નહીં કરવાનાં કરશે રે;
સસરા જેઠનો લાજ ના ધરશે,
માંથે ઊઘાડે ફરશે—કલજુગ૦ ૯
વહુ સાસુનો જઘડો રે થાશે,
ને દીકરો જોઇને હસશે રે;
સાસરીયાંના લાડ પાળશે,
મા બાપ ખસતાં કરશે—કલજુગ૦ ૧૦
કલજુગનો મહીમા થયો પુરો,
ને વળતી હવે શું કહીએ રે;

કર જોડીને કહુંછું તમને,
  દુ:ખ હઈયે નવ ધરીએ–કલજુગ૦ ૧૧

## ગોરસવાળી ગોપીકા વીશે.

ગોરસ વાલી ગોપીકા, એ ઉભી રે;
  આપીજાને દાણ, અબલા ઉભી રે;
દાણ અમારૂં લાગે છે, એ ઉભી રે;
  વાલ્યમ બોલ્યા વાણ્ય, અબલા ઉભી રે–૧
સંગ સખા ગોવાળીયા રે, એ ઉભી રે;
  રોકી રહીશું ઘાટ, અબલા ઉભી રે;
ગોરધારી કહે ગેડીયે રે, એ ઉભી રે;
  ફોડું મહીનું માટ, અબલા ઉભી રે–૨
લાલાજી કહે લેઈશું રે, એ ઉભી રે;
  નહી રહે તારી લાજ, અબલા ઉભી રે;
હરજી કહે હાથે કરી રે, એ ઉભી રે;
  ઉતારૂં તે આજ, અબલા ઉભી રે–૩
માટે આપો આપશું રે, એ ઉભી રે;
  મુકો માન ગુમાન, અબલા ઊભી રે;
નાનાના સ્વામી મળ્યા રે, એ ઉભી રે;
  નથી તુજને સાન, અબલા ઉભી રે–૪

## શામલયા વીશે.

ડાહ્યા છે તે જાણીએ રે, એ શામળીયા ;
ડાપણ નાવ્યાં કામ, સુંદર શામળીયા ;
મથુરાંથી તમે આવીઆ રે, એ શામળીયા ;
નાશી ગોકુળ ગામ, સુંદર શામળીયા–૧
તે દહાડા સંભારીએ રે, એ શામળીયા ;
જોર જણાવો આજ, સુંદર શામળીયા ;
અરધી રાતે શું નાઠા, એ શામળીયા ;
ત્યારે નાવી લાજ, સુંદર શામળીયા–૨
કુંવર કોના થઈ રહ્યા રે, એ શામળીયા ;
પર ઘર ભરતા પેટ, સુંદર શામળીયા ;
નવ લખ ગાયો નંદને રે, એ શામળીયા ;
પણ વૃષભાનથી હેઠ, સુંદર શામળીયા–૩
જોરાવર થઈ નહી જીતો, એ શામળીયા ;
પ્રીતે થાશે કામ, સુંદર શામળીયા ;
કહે નાનો કહે કામની, એ શામળીયા ;
મુકો માન તમામ, સુંદર શામળીયા–૪

## શેર સટાની મોહકાણ વીશે.

"અલબેલી રે અંબે માત, જોવાને જઈએ"–
એ રાહ.

એ સજની જોને આજ, શેરે શું કીધું,
લોકોનો લીધી લાજ, દુખ મોટું દીધું–ટેક.

પડવા લાગ્યો ભાવ પ્રથમથી, રૂનો જાગ્યો રોળ રે;
શેર તણોતો સરતાં સરતાં, બેઠો જઈ ઘર બોળ–શેરે૦ ૧

ચઢવાની આશા રહી ચીતમાં, કાઢી શકયા નહી કોઇ રે;
પુંજીમાં પઇસો પણ ન રહયો, જન ગભરાયા જોઈ–શેરે૦ ૨

કંઇક જણે તો બદલા કીધા, તાજા લઈ તઇયાર રે;
મનમાં માને મેં કીધો છે, વીચારીને વેપાર–શેરે૦ ૩

ક્રોડપતી નાકાર કહે, શી ગરીબની ગુંજાસ રે;
ચોથે ભાગ ચુકાવી દેવા, પઇસા ન મળે પાસ–શેરે૦ ૪

શરમ ઘણી પણ શું કરવું, તે ઉપાય ન મળે એક રે;
કુડ કપટ પછી કરવા લાગ્યા, છાંડી લજ્જા છેક–શેરે૦ ૫

ઉપરીયોએ આપ સવારથ, શીર લીધેલા શેર રે;
એ પણ કંપનીને ઓઢાડયા, કીધો અકરાક રે–શેરે૦ ૬

સતય તજયું સારાં લોકોએ, મજબુત વાળી મુઠ રે;
જયાં જોઇએ તયાં નજરે આવે, જુઠ જુઠ ને જુઠ–શેરે૦ ૭

નાણાવટોના નામોચા જે, ગુમાસતાઓ ગણાય રે;
શેઠની તેણે શીલોક ઉડાવી, એવાં અધરમ થાય–શેરે૦ ૮

શેરતણા પાશેર થયા ને કોઈ તો થયા નકામ રે;
રોકડમાં પડી રહી રસીદો, દીસે નહી કયાંઈ દામ–શેરે૦ ૯

લખેશરી લા લેવા ચાલે, પેઢી તુટે પ્રખ્યાત રે;
કરોડપતી દીવાળાં કાઢે, કેની કહીયે વાત–શેરે૦ ૧૦

રાંડી રાંડો રોવા લાગી, રોવા લાગ્યાં રાંક રે;
જતું રહયું જીવકનું નાણું, અરે કરમના આંક–શેરે૦ ૧૧

બાપનું દુખ બેટો ન મટાડે, બેટાનું દુખ બાપ રે;
દલપતરામ કહે દુનીયામાં, સઉને દોલ સંતાપ—શોરે૦ ૧૨

## હીંદુઓની તથી અને ઓધવજી વીશે.

સુણો ઓધવજી, પરેમ તણો પંથ અગમ તમો શું જાણો;
સ્નેહસાગરનું, નથી પીધું પય તયાં લગી જોગ વખાણો-ટેક

જુઓ પ્રતીપદ યશ જેનો મીઠો,
તે પુરૂષ અમો માન્યો દીઠો,
કહાં યોગ ઠરે તે ઉર બેઠો—સુણો૦ ૧

બોજ વાવ્યું સ્નેહ સુખ છે જાણી,
ઉગ્યું આનંદ વરક્ષ સીંચે વરેહ પાણી,
ફળ્યું ત્યારે લણ્યું કુબજા રાણી—સુણો૦ ૨

ત્રીજ ગત્ય મારી તનથી એહવી,
કપટી કંથે કીધી જેહવી,
મળી કીંકરી કંસતણી તેહવી—સુણો૦ ૩

ચતુર્થી ચતુર એને લેહેતી,
નામ સુઘડ રાય સરવે કેહેતી,
પ્રભુ તે ચતુરાઈ મેહેલી વેહેતી—સુણો૦ ૪

પંચ મોથ્યા નવ કેહે આજ લહયું,
પ્રીત ના કરીયે કયહું સરવે કહયું,
અમો ના માન્યું તે દુઃખ સહયું—સુણો૦ ૫

ષષ્ઠી સહુને સુખમાં સોવું,
અમારે ભાગ્યે આવ્યું રોવું,
સોકયને વાટે પતીસુખ દોહોવું—સુણો૦ ૬
સપ્ત મીથ્યા હરીનાજ લહું,
તમને તજી કયહું નહીં જઇયે કહયું,
એમનું કહયું એમની પાસ રહયું—સુણો૦ ૭
અષ્ટ મેલાપ હાંવાં નથી થાવો,
દાસીના સંગોથી શો દાવો,
ભલું અમને દુખ એને લ્હાવો—સુણો૦ ૮
નામે તે નેહ નથી એને,
અમો સ્નેહવાળાં પડયાં વશ વરેહેને,
નહીં જાણે વીયોગ પીડે સ્હેને—સુણો૦ ૯
દસમી અમો જાણી સરસ સાંધી,
તેનું ફળ આ વરેહની પીડ લાધી,
તેની ઝાળે નીશ દીન દેહ દાધી—સુણો૦ ૧૦
એકઆદ્ય શ્રી કૃષ્ણ અમો સેવું,
અન્ય કોથકી નથી લેવું દેવું,
અમને નીશચે સુઝે એવું—સુણો૦ ૧૧
દ્વાદશ માસ સુખ દીધું શ્રીજી,
તેમાં સરદ રૂતુની ગત બીજી,
રતી રસમાં ભીંજવી ને ભીજી—સુણો૦ ૧૨
તેરસ હાવાં અમો કયાં મળીયે,
ક્ષણુ ક્ષણુ સુખ સાંભરે ને બળીયે,
ખાધી સાકર લુણ કહો કેમ ગળીયે—સુણો૦ ૧૩

ચઉંદીશ જેનું જયાંહાં ચીત ભમે,
નવ યોગ સાધે તે સારૂ સમે,
હમારૂં મન સદા શ્રી હરીમાં રમે—સુણો૦ ૧૪
પુન્ય મેં કીધું પણ નહીં પુરૂં,
મળ્યું રત્ન અમુલ્ય ગયું દુરૂં,
પેહેલું સુખ પામી હાવાં ઝુરૂં—સુણો૦ ૧૫
એમાં સરવ તીથી સોળે આવી,
કહે વીયોગ રસ ભરી નીત ગાવાં,
તેથી દયાનો પ્રીતમ વસે ઊર આવી—સુણો૦ ૧૬

## ઓધવજી જોગ સંદેશો.

ઓધવ અલબેલાને કેહેજો, જયમ હમો કાહાવીયે રે લોલ;
હવાં તો હધ થઇછે નાથ, કે ગોકુળ આવીયે રે લોલ.

કોટો કલપ સમી પળ જાય, દીન કેવડો કહું રે લોલ;
માસ વરસ એમ વીતે વાલમ, દુખ કેટલું સહું રે લોલ.

હાવાં નથી સ્હેવાતું નાથ, કે કહું કરગરી રે લોલ;
પાડો પડુંછું પ્રાણજીવન, કે પાલવ પાથરી રે લોલ.

તાલા વેલી લાગી તંનકે, મન તમમાં ભમે રે લોલ;
બોલ્યું વેણ બીજા કોનું પણ અમને ના ગમે રે લોલ.

નથી મુને ખાન પાનનું ભાન કે, નીદ્રા ના મળે રે લોલ;
આઠે પોહોર વીચારે જાય કે, કાળજડું બળે રે લોલ.

વ્યાકુળ થઇછું પ્રીતમ પાખી, કળ ન પડે ક્ષણું રે લોલ;
એ દુખ કોઇને નવ કહેવાય, કે અકળાઇએ ઘણું રે લોલ.
અનુભવી જાણે એ દુખ બાકી, સહુ ઘેલાં ક્હે રે લોલ;
પોડા પ્રીત તણી વ્યાપી ત્યાંહાં, ડાહાપણ ના રહે રે લોલ.

કાનુડે કાળજડું કોરયું કાંઈ, સુઝે નહીં રે લોલ;
પરેમ કટારીનો ઘા પાકય, ચઢયો રૂઝે નહીં રે લોલ.

ક્ષણું ક્ષણું વરેહુબાણે છું દાય કે, રૂઝ કહો કયમ વળે રે લોલ;
મલમ મળે જો મોહન મેલાપ, કે દુખ સહુ ટળે રે લોલ.

ઓધવજી કુંજનું સુખ સઘલું, કયમ શકીએ કથી રે લોલ;
પળ લીલા પ્રગટ કરી કાંઈ, કેહેવાતી નથી રે લોલ.

અબળા અંતરની અભીલાખા, નાવે કહેણમાં રે લોલ;
પીયુજી પુરણ કરતા તેહ, શું વરણું વેણમાં રે લોલ.
ઓધવ સ્નેહ તણું દુખ સગપણથી, અધીકું ઘણું રે લોલ;
અનુભવીનું અંતર જાણે, મુખડે શું ભણું રે લોલ.

અણ મળતાં શું એક ગીરત, જોખમ જીવનું રે લોલ;
કોને કહીયે થયું અમારે, કરતવ દઇવનું રે લોલ.

ઓધવ આ દુખથી ઘણું સારૂં, મરણ આવી બને રે લોલ;
જીવ તો જાય તરત પણ અટકયો, આશ આવ્યા તણે
રે લોલ.

આગળથી નવ સમજયાં એમ જે, પીડા પ્રીતમાં રે લોલ;
આ તો આનંદ સાટે ઉદવેગ, દીઠો રતી રીતમાં રે લોલ.

નથી એ કષ્ટ તણો ઉપાય કે, વ્હાલાજી વીના રે લોલ;
માટે કેહેજો જયમ ત્યમ આવે, હરી ભુલી ઘુના રે લોલ.

અબળા જન અમો અવગુણ ખાંણ, શું તમો નથી જા
ણતા રે લોલ;
ગુણ સાગર છો ગીરધરલાલ, રખે ઉર આણતા રે લોલ.

હઈયાનું હારદ સમજોછો, શું કહીયે કથી રે લોલ;
જાણીતા થઇને દુખ દોછો એ, ઘટતું નથી રે લોલ.

પરેમતણી પોથીનો પાર, ઉધવજી ના મળે રે લોલ;
જેમ તેમ કરજો એહ ઉપાય, કે વાલમજી વળે રે લોલ.

સંદેશામાં શી શો વાત કહો, અમે કહાવીયે રે લોલ;
માટે દાસ દયાના પ્રીતમજી, ઘેર આવીયે રે લોલ.

## ઇરાન દેશની અસલી પ્રખ્યાત બાનુઓ વીશે ગરબો.

"ભલી ભલી રે મુંબઇ શેહેર-મુંબઇ અલબેલી"-એ રાહપર.

ખરેખરી રે બહાદુર નાર—અસલી ઈરાનની,
ખુબોવંતી ને ગુલજાર—ઊંચાં ખાનદાનની.—ટેક.

મ્હોટાઇ ભરેલો મુલક આપણો—કીરતીવંત ઇરાન રે;
ત્યાંની અસલી નારીઓનું—ગાઇએ મધુર બયાન—અ૦

વડવા આપણાં જેવા કાબેલ—હીંમતી ને બલવાન રે;
તેવીજ તેમની નારો સુંદર—સઊ વાતે ગુણવાન—અ૦

ચ્હેરે ગુલાબ, ખવાસ અશરાફ—દામન જેમની પાક રે;
સુંદર શોભતી, કદાવર અંગની—મનથી પુર ચાલાક—અ૦

હીંમત ભારી, અદા ન્યારી—નીતીમાન પાકજાદ રે;
દીલમાં શરમ, બોલી નરમ—વફાઈમાં આબાદ—અ૦

દેખાવ તપતો, સ્વભાવ મોહો—દીલમાં દેશનું શુર રે;
બ્હોલું ડહાપણ, નહીં કંઈ ખાપણ—મોંહપર ખોદાઈ નુર—
અસલી૦

સાબેત ઇમાન, દીલમાં યજદાન—ખાનદાન સરફરાજ રે;
વીચાર મ્હોટા, નહીં કંઇ ખોટા—વખાણ જેમની આજ—
અસલી૦

રાખવી સાદાઈ, કરવી ભલાઈ—સાલેસાઇનું કામ રે;
સલુક સારાં સખી દીલનાં—મુબારક જે નામ—અસલી૦

નહીં હોય તેમના જેટલા ગુણની—બીજા દેશની નાર જો,
સઘલા ટોળાની નારોપર—ઇરાની નાર સરદાર—અસલી૦

એ મધેથી બહાદુરી કરનાર—જુવો દેલાવર નાર રે;
"બાનુ ગોશસ્પ" "રૂસતમ"ની બેટી—થતો ઘોડેસવાર—
અસલી૦

જાતે ઓરત તોપણ અજબ—રીતની હીમતવાન રે;
મ્હોડાં ઉપર બુરખો નાખી—જતી લડાઇ મેદાન—અ૦

કેટલીકવાર તો પકડાઈ જાતી—દુશમનોને હાથ રે;
એટલું છતાં નહીં લગાડયો—દામનને કદી દાધ—અસલી૦

ચોખાં મનથી પાક દામનથી—સાચવતી આપ માન રે;
દુશમન આંખમાં ધુળ છાંટીને—દીપાવયું ખાનદાન—અ૦

બાપ, વર, યા બીજાં સગાંપર—આવી પડે સંકટ રે;
હથયાર ભીડી શતરૂશે લડી—મદદ કરે તુરત—અસલી૦

નાપાક, બદકાર દેવો સાથે—લડતી તે લડાઇ રે;
તુરકી વગેરે બીજાઓપર—મેળવતી સરસાઇ—અસલી૦

પોતા તરફનાનો જયારે—જોતી શતરૂથી હાર રે;
દલેરીથી ઉતરી પડતી—લડાઇમાં ખુનખાર—અસલી૦

પાદશાહી તેને આપવા કહીને—શતરૂ લેવા ચાહે હાથ રે;
હીંમતી દીલે તેમને ધીક્કારી—તુરત કરો દએ ચાટ—અ૦

"રૂસ્તમ" જેવા બાપની બેટી—"ગેવ"ની ઓરત થાય રે;
"ગોદરેજ" જેવા અમીરની વહુ—"બેજન"ની નેક માય—
અસલી૦

"ફરામરોજ,"ને"જેહાંગીર""સોરાબ"જેવાઓની બ્હેનરે
"જમશેદ"ની ઓલાદની "બેટો—બહાદુર" રહી ગઇ
કેહન—અસલી૦

ભલી એ બાનુનો ખુબીની—જગમાં થાયચ વખાણ રે;
આફરીન બાનુ તારો ઉપર—જીવ્યું તુંજ પરમાણ—અ૦

આ જગમાં પણ કીરતી ભરો, ને—હસતી ખુદાને બાર રે;
નારી ટોલા વચે ખરેખર—એ દલેર સરદાર—અસલી૦

"જરબાનું" એ પણ"રૂસ્તમ"ની—બ્હાદુર દલેર બેટી રે;
હીંમત, ડહાપણ, નેક ગુણોથી—જગમાં છાજી રહેતી—અ૦

ઘટતી વેલા સવાર થઇને—ધુજાવતી મેદાન રે;
શતરૂ ઉપર ફતેહ મેલવી—અચરત કરતી જેહાન—અ૦

"ખુરશેદ બાનુ" બહેન રૂસ્તમની—ભારી જેમાં ગુણ રે;
શતરૂઓને હરાવી નાખો—કરતી નીચા જબુન—અસલી૦

હીંમત તેની જોઇને થતાં—સરવે કોઇ અજબ રે;
ચતુરાઇથી ટાળી નાખતી—શતરૂનો ગજબ—અસલી૦

"ગજદમ" નામના કીલ્લેદારની—બેટી "ગોરદાફરીદ" રે;
જેનાં બળથી આજેજ થતા—દેવો બદ પલીદ—અસલી૦

મુખડો ખુશ રંગ, ને જબરૂં અંગ—હીંમતવાન ને પાક રે;
લડી હતી તે બુરખો નાખી—જંગી "સોરાબ"ની સાથ—
અસલી૦

લડતાં લડતાં અંતે પડી—હેથી "સોરાબ" હાથ રે;
કહીઉં "સોરાબે" "રાણી કરૂં હું—પરણે જો મુજ સાથ—
અસલી૦

તદબીરથી તેને હા કહીને—ગઈ પોતાને ઠામ રે;
" સોરાબ "ને તુરકી જાણીને—પણવું ગણયું હરામ !
અસલી૦

"સોરાબ" જેવા ખુબસુરત ને—નોજવાન ખુશ નર રે;
તેવા સાથબો પરણી નહીં તે—જાતનાં માન ખાતર !
અસલી૦

"શેહરેય" તો ખેડુતની બેટી—થાય "સોરાબ"ની નાર રે;
ન્હાની વયથી રંડાઈ તોપણ—વરપર રહી દીલદાર—અસલી૦

બેટો તે એક પુરો "બરજો"—થયો જાબુલમાં કેદ રે;
સેંકડો કોશથી દુઃખ વેઠી આવી—લેઇ સોદાગરી વેસ !
અસલી૦

ભારે કનવેલ ચતુરાઇથી—બેટાને છોડવ્યો રે;
ધન છે "શેહરેય" તારી ઉપર !—ટાળયો જોખમ કેવો !
અસલી૦

પાછો "રૂસતમ" સાથે લડતાં-"બરજો" નીચે પડયો રે;
વખત હતો બારીક ઘણો-જીવની ધાસ્તી ભરયો-અસલી૦
જેવો "રૂસ્તમ" મારવા જાતો-"બરજો" ને કટાર રે;
" શેહરેયે " હીંમતથી કહીઉં-એને ના તું માર-અ૦
એ તારા ' સોરાબ ' બેટાનો-બેટો છે યાદગાર રે; "
" રૂસ્તમ " તેને ગોદમાં દાબી-ખુશી થયો અપાર-અ૦
એવી રીતે લડાઈ વચ્ચે-કરાવી ઓલખાણ રે;
બહાદુર એ માતાએ બેટાનો-કેવો બચાવ્યો જાન !-અ૦
પાંચ ઈરાનની ઓરતોને-માથે બીરાજયું તાજ રે;
દમામ ભરયા એ મુલકપર-ચલાવ્યું છે રાજ-અ૦
તેમાં પેહેલી "બેહેમન" શાહની-બેટી નેક "હોમાય" રે;
કામમાં ધીરી, તેજમાં વીરી-"દારબ" શાહની માય-અ૦
બીજી "બેહઆફ્રીદ" રાણી-"અશકાની"ની માંહે રે;
બાકીની તરણ રાણીઓ તે-"સાસન" માં ગણાય-અ૦
ત્રીજી "સમીરાન" રાણી ને-"તુરાન દોખ્ત" ચોથી રે;
"અરદેશર શીરોય" નો એ બેહુ-થાતી હતી બેટી-અ૦
"ખુસરો પરવેજ"ની બેટી તે "આરજ મ દોખ્ત" કેહવાય રે
ઈરાનની ઓરત પાદશાહમાં-પાંચમી એ ગણાય-અ૦
નારીઓએ પાદશાહી કીધી-કેવી હશે ચતુરાઈ રે;
કેટલી હશે તેમના મગજની-શકતી ને દાનાઇ-અ૦
એ પછી તમો ઓરત જુવો-કેલવાયલી પુરવીણ રે;
"જરતોસ્ત"ની બેટીઓ તેમાં-"સરોતેહ"ને "પરીન"-
અસલી૦

ત્રીજી બેટી "પોરોચેસ્પ" તે-"જામાસ્પ"નો નેક નાર રે;
એલમ, હીકમત શીખો કરીને-થઇ કાબેલ હુશીઆર-
અસલી૦
"જરતોસ્ત"ની પવીતર એકવીસ-શીખોતી કેતાબ રે;
બીજી નારોઓને શીખવતી-ધરમ એલમનો પાઠ-અ૦
હવે સાંભલો પણોતા પુતનો-માતાઓની વાત રે;
કેવી રીતે મ્હોટાં કુટંબનો-ચલાવોયો છે સાથ-અસલી૦
"રોદાબે"તો બાનુ બુજોરગ-"જાબુલી મોહટાં માય"રે;
પેહેલવાન "રૂસતમ"ની માતા ને-" જાલ "ની ઓરત
થાય-અસલી૦
"રોદાબે" જેવી કોઇજ હશે-ઓરત ભાએગવાન રે;
કુટંબ જેનું બહુ મોટું જે-જાબુલી ખાનદાન-અસલી૦
"રૂસ્તમ"ને ઘેર બે બેટી ને-બેટાઓ તરણ રે;
તેમને પેટે બીજાં બાળક-તેમને તાંહાં વલી પણ-અ૦
છોકરાં છઇયાં એટલાં બધાં-તે વળી બહાદુર રે;
તેજી, રોજી, હીંમત, કઉવત,-શુર, નુરથી ભરપુર-અ૦
લડાઇ કરીને દેશો જીતીને-કરે જેઓ ત્યાં રાજ રે;
તેવા કબીલાનાં "મોટાં માએ"-કેવાં સરફરાજ !-અ૦
એવું કુટંબ રાખવું સંપથી-એક જગે સંગાથ રે;
કેટલાં ડહાપણ ખુબી ભરેલી-એ છે અજબ વાત-અ૦
એટલાં બચ્ચાં ઉધારો વલી-કરવાં તે ગુણવાન રે;
ધન છે "રોદાબે" તારી ઉપર-મ્હોટું તુને માન-અ૦
"ફરેદુન" શેહનશાહની માતા-ગુણવાન "ફરજાનક" રે;
બાપ વગરનું ન્હાનું પોતાનું-ઊધારીયું બાલક-અ૦

"ફરેદુન" બાલકને મારવા—ચાહતો બદ "જુહાક" રે;
હજારો આફત વેઠી, નહીં—થવા દીધું હલાક—અસલી૦
ઉધારી તેને કેળવણી આપી—કીધો માહ દલેર રે;
પાછળથી તે રાજ પામ્યો,—લીધું "જુહાક" પર વેર—અ૦
"કેખશરૂ" ની માતા ભલી—ગુણવાણ "ફરેંગીસ" રે;
"શીઆવખ્સ" વરને ખાતર સોસ્યું—બાપથી દુઃખ અતીસ—અસલી૦

બાપ તેનો પેલો ભુંડો—તુરકી "અફરાસીઆબ" રે;
બેટીનાં પેટનું બાલક મારવા—ગુજાર્યો આજાબ—અ૦
ખુદા કરવે બેટો જનમ્યો—તેને પેટે એક રે;
શી શી સખતીથી ઉધાર્યો—નામ "કેખસરૂ" નેક—અ૦
એટલો તો બખતાવર થયો—બેટો સરફરાજ રે;
"અફરાસીઆબ" ને જીવથી મારી—લીધો બાપનો ખાર—અસલી૦

"દોગદો" આપણા પેગમબરની—માતા નેકબખત રે;
ખુદા મેહેરથી બાળ ઉધાર્યું—વેઠી મહા આફત—અસલી૦
બેટો એ "જરથોસ્ત" નીવડ્યો—ખુદાઇ પેગમબર રે;
જગમાં જેણે જાહેર કીધી—દીન ભલી બેહતર—અસલી૦
"તેહેમીના" "રૂસ્તમ" ની ઓરત—બેટી સમનગાન રે;
પ્યાર બાંધી "રૂસ્તમ" ની ઉપર—પરણી રેહી કુરબાન—અસલી૦

વીસ વરસ લગી ખાવીંદથી—બન્યું રેહવું દુર રે;
તોપણ એકોન સબરથી રહી—ખાવંદ પર ચકચુર—અ૦

અંજાણપણે "સોરાબ" જ્યારે—મુવો બાપને હાથ રે;
તેના ગમમાં એ નેક માએ—જીવ કીધો બરબાદ—અ૦
"ગુશતાસ્પ"શાહની દીનદાર નારી—ગુણવાન"કેતાયુન"રે;
"નરીમાન" ની નારી ભલી—"બાનુ હોમાયુન"—અ૦
"હુઓવે," પેગમબર આપણા—"જરતોસ્ત"ની ઓરત રે;
પાક, પરેહજગાર, ચાલાક, દીનદાર,—નેકનામ ખુબ સુરત—અસલી૦
"ગુલચેહર"નામે "ફરામરોજ"ની—હીંદુસ્થાનની નારરે;
ઘણાં વરસ જુદાઇ છતાં—વરપર વફાદાર—અસલી૦
"બરજો"ની ઓરત ખુબસુરત—"મેહેરસીરીનઓાજાર" રે;
પારકાં દેશની હોવા છતાં—વરપર પુર દીલદાર—અસલી૦
"બરજો"ની મ્હોબતને ખાતર—ખમીઓ બહુ જુલમ રે;
તોપણ એક પલવારબી તેથી—ફેરવ્યું નહીં મન—અસલી૦
"ખુશરો પરવેજ"ની ઓરત તે—વખણાયલી "શીરીન" રે;
ખુબસુરતીમાં જેનો જોડો—નહીં મલે કોઇ દીન—અ૦
"ખુશરો પરવેજ" સાથે બાંધી—દીલથી પાક મ્હોબત રે;
જનમ સુધી વફાદાર રહી—થઈ તેની ઓરત—અસલી૦
ગુજરી ગયો જયારે "ખુસરો—પરવેજ" કોરતીવાન રે;
ભલી "શીરીને" તુરત આપ્યો—તેપર પ્યારો જાન!—અ૦
એવી નારીની જેટલી કરીએ—તે થોડી વખાણ રે;
તેમનાં રવાન ઉપર હોજો—શાબાસી ને માન—અસલી૦
રહી ગઇ તેમના એ વાતો—આજ સુધી યાદગાર રે;
રવાન તેમનાં બેહેસ્તની માંહે—ભોગવેચ સુખ કરાર—અ૦

તેમને માન તે દેશને માન ને—જાતનેબી બહુ માન રે;
એવી નારે દીપાવે છે—દુન્યામાં ખાનદાન—અસલી૦
એવો નારે નારી ટોળો—પામેચ મોટો જેબ રે;
ધીકાર હોજો તે નારો પર—જેમથી નામને એબ—અ૦
ઘણી થઇ ગઇછ એવી એવી—ઇરાનમાં બહુ નાર રે;
એવી નારેથી પારસી ટોળો—જગમાં છે નામદાર—અ૦
એવી ઓરત માટે છઇએ—આપણ બહુ મગરૂર રે;
એવી ઓરતોથી વધેચ—ટોલાનું નુર, શુર- અસલી૦
.વી નારેને દુવા કરેચ—સદા તેજ "ખુરશેદ" રે ;
એવી ઓરત હાલ જોવાની—રખેચ તે ઉમેદ—અસલી૦

## વાંજણી સ્ત્રીઓને ચાનક.

વીની મુજને ભારી મારી, સજની સુણો રીતજી;
રૂડો શીખામણ સાંધુજીની, સમજી પાલો પ્રીતે—
સાચુ કહું છુંજી. ૧
બાવરી ભટકતી ઘેલી ભોલી, વલવલતી હું હુતીજી;
છોકરાં છોકરાં કરતી ફરતી—રડતી પુરી ન સુતી—સાચું૦ ૨
જમ્નના મઇયા કરસન રાધા, અંબા મોટી રામજી;
સેવે ન ગણપતી પધારયા, પેટબળી આઠે જામ—૩
શંભુ ભવાની માની માની, માનતા મોટી મોટીજી;
દેવ ન રીઝયા લાલચથી મુજ, અબલા અકલ ખોટી—૪
વઇદ સોયાણી અદકાં સેવ્યાં, ગોર ગોરજી ને જોગીજી;
વળી ધનખરચી તન કીધું રોગી, હું ન ટળી મન રોગી—૫

આટલાં મ્હારાં દુઃખડાં તેમાં, લોક વલી બહુ બાળેજી;
આતો વંઘ્યા જોશો નહી મુખ, વાગ્યામાં સુળ સાલે–૬
વાંઝણી ભટકતી તે કહેતા મુને, પક્કી સોદી ખંધીજી;
કુવે પડું કે નદી વાવે બુડું, એમ વીચારૂં હું અધી–૭
ભુંડી હાલત લત ભુંડો મ્હારી, કહેતાં નાવે આરોજી;
થોડું કહે તમે ઘણું સમજજો, વંઘ્યાપણનો મારો–૮
એ રીતે મે દુઃખમાં કાહાડયાં, તીસ વરસ રે છેકજી;
પણ એક દીવસ મેં મંદીર જાતાં, દીઠો સાધુ એક–૯
વંઘ્યાપણની વાતો કરતો, પડખે સ્ત્રીનો સાથજી;
ત્હાંતો હું પણ જઇને બેઠી, સાંભળવાને વાત–૧૦
એમ મેં તો દશ વીશ દહાડા, સાધુની શીક્ષા લીધીજી;
દીક્ષા દીધી તે મે પાળી, તરતજ દીઠી સીદ્ધી–૧૧
તે શીક્ષા તમને આપુછું, પુરણ પ્રીતે પાળોજી;
તમને પણ સુખ અદકું થાશે,થાશે મનોરથ વ્હાલો–૧૨
રે ઉપર કહેલી સરવ રીતો, ફાંફાં ભામાં જાણોજી;
કોનાં છોરૂં અમર છે અહીંયાં, કોણ તમે મન આણો–૧૩
છોકરાં જણેથી શું વધતું છે, શું ઓછું ન જણેથીજી;
અંતકાલે પોડ મ્હોટી પડશે, બ્રહ્મનીતી ન જાણેથી–૧૪
ચાર દીવસનાં સુખડાં સારૂ, ન કરો મ્હારૂં મ્હારૂં જી;
છોકરાં થયાથી વધશે માયા, માયામાં નહી સારૂં–૧૫
છોકરાં રૂડાં ભુડાં નીપજે, તેપણ ચીંતા પડતીજી;
તમ્હારે મન છોકરાં છોકરાં, છોકરાંને નહીં જણતી–૧૬
જણતાં પ્હેલાં દુઃખ ઘણું છે,જણતાં પણ દુઃખ થાએજી
જણીને વળી પાળતાં દુખ છે, દુઃખ ઘણુ મરી જાયે–૧૭

છોકરાં કારણ પણવાના છે, એમ વીચારો ન મનજી;
છોકરાંથી નહીં સ્વરગ મળે રે, સ્વરગ તો બ્રહ્મજન-૧૮
છોકરાંનાં નામો દુર ખસેડી, તજી દો દુરગુણ સખ્તીજી;
નીતી ભજનને પરણેલાની, કરજો ભાવે ભકતી-૧૯
સત મરમ સમજીને તજજો, જારકરમનાં પાપોજી;
તન મન ધનનીજપ્તી કરીથાપો, થાય મગન બહુ બાપો-૨૦
વીધ વીધ રીતે પતોસંગ લાંડો, મુકતીની જાણો બારીજી;
ઇશ્વરકૃપાથી આપો આપજ, સંતતી થાશે સારી-સાચું૦૨૧
તમે જાણો હમને સુખ હોયે, પણ સુખ તો સંસકારેજી;
ફાંફાં મારે દુરગુણ હોરે, પ્રભુ પાપી નાસકારે.-૨૨
છોકરાં થાવા ઈશ્વિર મરજી, નહી માણસનું ચાલેજી;
અનેક ઉપાય કરી દુઃખ વેઠો, તોપણ ગોવીંદ ખાલે-૨૩
કોઇએ ચાલીશે ગર્ભ ધરયાછે, કોઇએ તો પંચાશેજી;
અકળાઇને ઉતાવલમાં અધ, સંચિ ન રોહો નોરાશે-૨૪
તમને કસવા તલપાવે છે, ચૌદ ભુવનનો સ્વામીજી;
તમે તમારે ઘરમે રેહેશો, જણશો સુત બહુ નામી-૨૫
માટે બેહેની સારી શીખામણ, સાધુજીની કહેલીજી;
જો આચરો ઉમળકે ભુધર, વરસાવે સુખહેલી-૨૬
કરો કામ સંસારી રીતનાં, લોભ મદ મત્સર છોડોજી;
લાલચ કેરી જાળ પડી અહીં, તેમાં ન જાશો દોડી-૨૭
મ્હારે મ્હારો ધણી છે દુરલભ, દુરલભ બ્રહ્મ ભજનજી;
ગાઇ ગરબો સફળ સહુ થાશો, જો તે લેશો મંન-૨૮



## શેર સટામાં વધી ગયલા લોભથી થયલી ખરાબી.

"કઠણ થયા માધવ મથુરા જઇ, કાગળ ન લખ્યો કડકો રે"—એ રાહ.

લાભ મળ્યો તેથી થઇ લોભી, શેર લાવ્યા સંઘરવા રે,
ગળપણ જાણી કણીકની ગોલી, મછ ગળે જેમ મરવા રે;
લાભ મળ્યો તેથી–ટેક.

બાપની દોલત દશ વીશ લાખની,
તેના તો શેર લીધા રે;
અધીક વળી કરજે ઊપાડી,
દસ્તાવેજ લખી દીધા રે–લાભ૦ ૧
ઘર ધણીઆણી કેરૂં ઘરાણું,
વેચી શેર વસાવ્યા રે;
સગાં સંબંધીનાં વળી નાણાં,
લખી આપી ખત લાવ્યા રે–લાભ૦ ૨
પ્રામેસરી નોટો પણ વેચી,
લોભે શેરો લેવા રે;
શેર વળી બેંકોમાં સોંપી,
દામ ઉપાડ્યા દેવા રે–લાભ૦ ૩
શરભર ભાવે શેર મલેલા,
તેથી તરૂપત નથી થાતા રે;
પંદર ગણું પ્રીમીયમ પણ આપી,
વલી લીધા વેચાતા રે–લાભ૦ ૪

જમાંન આપી જર ઉપાડયા,
   મીતરોને માંહો મુકયા રે,
ધમધોકારે શેરનો ધંધો,
   ચલાવતાં નહી ચુકયા રે—લાભ૦ ૫
બાઇઓ પણ દીવાની બનીયો,
   લોભનો પ્યાલો પીધો રે;
વસ્ત્ર ઘરાણાં વાસણ વેચી,
   શેરનો સોદો કીધો રે—લોભ૦ ૬
ગરીબ તવંગર સઉ ગુંથાયા,
   માયા મોટી મલવા રે;
રાત દીવસ એ એકજ રસ્તે,
   રસથી લાગયા રળવા રે—લાભ૦ ૭
શેર સંઘરજો શેર સંઘરજો,
   શેરથી વેળા વળશે રે;
વળી આવી રળવાની વેળા,
   મનખામાં કયાં મળશે રે—લાભ૦ ૮
દલાલ દોડા દોડયો કરતા,
   દશો દીશાયે દેખું રે;
ઉઠલ પાઠલ થાય અતીશે,
   લાભનું ન મળે લેખું રે—લાભ૦ ૯
શેર બજારની શોભા શી કહું,
   જાણે મોટો મેળો રે;
નાણું તો જેમ નીર ભરેલો,
   વહી જાતો હોય વેહેળો રે—લાભ૦ ૧૦

લાખની મુઠી નહી લેખામાં,
કરોડે લેખાં કીધાં રે;
હોંશે તખતા ઝમરૂખ હાંડી,
લાભ દઇને લીધાં રે—લાભ૦ ૧૧
કંઇક પુરૂષ તો અચરજ પામે,
નીકલયું કયાંથી નાણું રે;
દલપતરામ કહે દુનીયાનો,
અંદરથી ઉભરાણું રે—લાભ૦ ૧૨

## પાલવ વલગયાંની નાની ગરબી.

આદ્ય અંતની પ્રીત છે મારે, કદીએ મોલે ન આવોજી;
અબલાનો અપરાધ ન જોઇએ, પરેમ કરીને બોલાવો—
પાલવ વલગ્યાંજી૦ ૧

પરથમ પેહેલું અમરૂત પાઇને, ઝેર હવે શીદ પાવોજી;
જલ વીના જેવું મીન વછોડયું, એમ શીદ તલસાવો—
પાલવ વલગ્યાંજી૦ ૨

ભાત ભાતનાં ફુલ અમુલ્યક, હંસ હશે તે ચરશેજી;
મોઠાં જલનું માછલડું તે, ખારે જલ કેમ ઠરશે—પા૦ ૩
સમસ્યામાં સઉ સમજી લેજો, ઝાઝું તે શું કહીયેજી;
દાસ દવારકાંના સાંમું નીહાલો, આવા કઠણ ન થઇએ—
પાલવ વલગ્યાંજી૦ ૪

## ઓધવજી વરજમાં આવયા તેનો આનંદ.



ઓધવજી આવ્યા રે વેગે વરજમાં,
 મથુરાંથી મોકલીઆં છે એમ જો;
વાલાને વાલાં રે વરજ આહીરડાં,
 ગોપીજનનો જોવા કારણ પરેમ જો–ઓધવજી૦ ૧
ગોકુલની શોભા રે સુંદર શી કહું,
 નેહે આવ્યાં નંદજીને ભવન જો;
પુરૂષોતમ જાણીને મલીઆ પરેમશું,
 પ્રીત કરીને કરાવીયાં ભોજન જો–ઓધવજી૦ ૨
કુશલતા પુછી રે વાસુદેવની,
 કુંવરનાં સંભારી સઘલાં કામ જો;
જશોદા રૂવે ને સુખડાં સાંભરે,
 સઉકો કહે કેમ નાવ્યા! સુંદર શ્યામ જો–ઓ૦ ૩
વાંસલીઓને વલોણાં વાગે ઘણાં,
 ઘેર ઘેર ગાય ગોકુલીઆમાં ગીત જો;
આમંગલ કીધાં રે દશ દીશા તણાં,
 ત્રણ લોકમાં કરેછે પુણ્ય નીત્ય જો–ઓધવજી૦ ૪
આંગણીએ આવી રે સરવે ગોપીઓ,
 રથ કાંઈ છુટયો દીઠો નંદને દવાર જો;
અધરમી અક્રૂર ફરી આવ્યો હશે,
 એજ ઘોડાને એજ દીસે અશ્વાર જો–ઓધવ૦ ૫
આપણા સ્વામીને એ તેડી ગયો,
 ત્યાં જેઈ એણે મરાવ્યોછે કંસ જો;

પ્રાણ લઇને પાછો કેમ આવ્યો હશે,
માસીસો કરવાને લેશે માંસ જો—ઓધવજી૦ ૬
જમુનાજીમાં નાહીને એટલે આવયા,
જુવતીયે તો જાણ્યા શ્રી ભગવાન જો;
રઘુનાથના સ્વામીના સેવક ઓલખ્યા,
અરસપરસ ત્યાં દીધાં ઝાઝાં માન જો—ઓધ૦ ૭

## નંદના કુંવર વીશે.

આજ મારે આંગણીએ પેલો, નંદનો કુંવર બેઠો જો;
હું ગઇતી જમુના જલ ભરવા, છાનો ઘરમાં પેઠો જો.
ઘરમાં પેશી એવું કીધું, માંકડલાં બોલાવ્યાં જો;
મહી કાઢી મહો આગળ મેલ્યાં, ખાવા સારૂં આવ્યાં જો.
ઓચીંતી મહીઆરી આવી, હરીની બાંવડી ઝાલી જો;
મોઢાં ઉપર ગોરસ લોયું, ઓલંભા લઈ ચાલી જો.
સાંભલજે તું જશોદા રાણી, તારો કુંવર લાવી જો;
બાલક તારો બહુ મસ્તાનો, ટેવ શી પાડી આવી જો.
કહે જશોદા જુઠા બોલી, જીભ કરો કાંઈ થોડી જો;
મારો કુંવર કાઇ ન જાણે, બેઠો બેઉ કર જોડી જો.
બાલ જુએ તો પોતા કેરૂં, જોઇને લજજા પામી જો;
સઉ ગોપીનાં માન ઉતારયાં એવો અંતરજામી જો.
એની અકલને કોઈ ન પહોંચે, એની ગતી છે ન્યારી જો;
દવારકાંના સ્વામી સંગે, અબલા રહી છે હારી જો.

## નરસીનાં દીવાલાં વખતનો મુંબઇનો સંતાપ.

"માયજી સુધરયા તે પારસી જુવાનયા રે લોલ"–એ રાહ.

બાપજી દાણા એવા તે કોણે છાંટયા રે લોલ,
ભાગી ગયા હમારા ગુરા ટાંટયા રે લોલ.
બાપજી શરાપ એવા તે કોણે આપયા રે લોલ,
સાંધા બાંધા હમારા છેક કાપ્યા રે લોલ.
બાપજી લેખો એવા તે કોણે મારયા રે લોલ,
શોખયે ચાલતાં તેટલે થયાં આરીયાં રે લોલ.
બાપજી ચીતરયો કોણે એ જાદુઇ પાટલો રે લોલ,
હમો સેહવવાને પડયાં મરણ ખાટલે રે લોલ.
બાપજી લાગી કોની હમને નજર ભુંડી રે લોલ,
છેકજ થઇ પડયાં હમો તો ખડીઆ મુડી રે લોલ.
બાપજી પાપ શું કીધાંતાં આગલા ભવમાં રે લોલ,
ગયા ફેરવાઈ ઘણું હમારા જીવમાં રે લોલ.
બાપજી એવો તે કોણે કીધો હમ તપકો રે લોલ,
સેજવારમાં ભાગી પડયો ભપકો રે લોલ.
બાપજી એવા કોણ મલયા અમને માવલા રે લોલ,
લોધા રૂપયા ખોભે, દીધા નહીં પાવલા રે લોલ.
બાપજી એવાં શું નાખ્યાં અપસગનમાં રે લોલ,
વીટાં વધન ભયભીત, ભર લગનમાં રે લોલ.
બાપજી એવાં પડીઆંછ હમ રડવા કુટવા રે લોલ,
ચાહયેછ "દાતરડાં" મદદ તેથી છુટવા રે લોલ.

## નરસી કેસવજી પોલીસના હાથમાં પકડાયો હતો તે વીશે.

"ભલી ભલી રે મુંબઇ શેહર, મુંબઇ અલબેલી"—એ રાહ.

રખડાવી છ છ માસ—નરસી પકડાયો,
મુંબઇની પોલીસ હાથ—અંતે સપડાયો—ટેક.
અમદાવાદથી પાંતરીસ માઇલપર—પરાંતેજ નામે ગામરે,
પકડાયો તયાં અચબુચ નરસી—લાવયા મુંબઇ ઠામ—નર૦
ઘેરો ઘેરી નીષ્ફલ થઇને—થાકા સરવે લોક રે,
નસીબે ઘેરીઓ, મેલી તયારેજ—નરસી રાજે ફોક—નરસી૦
પકડનારને સાંમે મલીયોકે—વો એ સંજોગ રે,
નથાય દેવીબો લેછ કેઇ રીતે—ઠેરવેલ આપનો ભોગ—નર૦
જંગલ ફરયો, જોગી બનીયો—લીધા વીધ વીધ વેસ રે,
સુરત બદલી શીકલ ફેરવી—મોંડે વધારી કેસ—નરસી૦
જાતરે ગયો ને તીરથ સાંધયાં—બાકી ન રાખયું કંઇ રે,
તોપણ અંતે ફાંદામાં ફસયો—સરજત આડો થઇ—નરસી૦
ઇનિસાફૂજ જયાં ઉઠાવી તલવાર—આવયું નહીં કંઇ કામ રે,
દહાડી, ઠેબયા જાતરા ને જોગ—થઇ પડયાં નકામ—નરસી૦
નરસી દાખલે બોહીજો સરવે—કરતાં નરસાં કામ રે,
"દાતરડું" કહે, નહી તો માનવી—ઠરશો નહી કોઇ ઠામ—ન૦

## ખોદાતાલાની બંદગીનો ગરબો.

"સદા ફકીરી-કીઆ દલગીરી
સદા મગનમે રેહના રે"-એ રાગ.

ખોદા તું સાહેબ-મોહટો અજાએબ,
કુદરતનો ખરો ખાવંદ રે !-ટેક.
શકતી તારી સઉમાં ભારી,
ખુબી તારી નેઆરી રે.-ખોદા૦ ૧.
મોહટાઇ તારી મહા બળવારી,
જગમાં તુંજ સરદારી રે-ખોદા૦ ૨
તારીફ તારી સઉને પેઆરી,
આલમ તુંજ ઉપકારી રે-ખોદા૦ ૩
તુંથીજ બનીઆં આસમાન ધરતી,
બેહદ આલમ ફરતી રે-ખોદા૦ ૪
સુરજ, ચંદર ને કુલ તારા,
તુંજ સેવા કરનારા રે-ખોદા૦ ૫
આતશ, પાણી, વીજલી, વાદળ,
દેખાડે તુંજ મહા બળ રે-ખોદા૦ ૬
દરીઆ, ડુંગર, ઝાડો, જંગલ,
તે તુંજ ડહાપણનાં ફળ રે-ખોદા૦ ૭
કુલ જીવજંતો પશુ ને પક્ષી,
જીંદગી તુંએજ બખશી રે-ખોદા૦ ૮
બુધીવાળું બોલતું આદમ,
કીધું જગપર હાકમ રે-ખોદા૦ ૯

એવાં બળનો તુંજ છે દાદાર,
સઉને રોજી દેનાર રે—ખોદા૦ ૧૦
પાલણ કરનાર, તારણ કરનાર,
સઘળી ચીજનો આધાર રે—ખોદા૦ ૧૧
મેહરનો ખાવંદ, બખ્શેશનો બહાર,
ઉમેદનો હાથ ધરનાર રે—ખોદા૦ ૧૨
એવા તું સાહેબની દરગેહે,
સરને નીચાં ધરીએ રે—ખોદા૦ ૧૩
અમ કુલ નારો તું સાહેબથી,
ચાહીએ ઉમેદ દીલની રે—ખોદા૦ ૧૪
ફાની લોભી આ દુનીઆમાં,
રાખજે તારી પનાહમાં રે—ખોદા૦ ૧૫
પાપી મારગથી દીલને તું,
ફરજે હંમેશા બોહતું રે—ખોદા૦ ૧૬
નેકી દીલની કરજે જીઆદે,
ખુશ રેહશું તુંજ યાદે રે—ખોદા૦ ૧૭
દીન ઇમાનમાં દીલની મોહબત,
કાયમ રાખ જેમ અમરત રે—ખોદા૦ ૧૮
સંભાળજે તું દુખ પંજાથી,
થઈ રેહજે દીલ સાથી રે—ખોદા૦ ૧૯
સંસારમાં તું રાહબર રેહજે,
નેમમાં ફતેહ દેજે રે—ખોદા૦ ૨૦
સુખ સંતોષથી દીલને ભરજે,
ઘરને આબાદ કરજે રે—ખોદા૦ ૨૧

તેજી, રોજી, હીંમત, બરકત,
દે,–સાથ ઉદીઓગ હોરમત રે–ખોદા૦ ૨૨
ટોલાની તું કરજે ચહડતી,
ને ઓલાદની વરધી રે–ખોદા૦ ૨૩
કાયમ રાખો નીતી રસ્તે,
તેડજે મોહડે હસતે રે–ખોદા૦ ૨૪
તુંજ હોકમમાં "ખુરશેદ" રેતે,
ચાલુ રાખજે નીતે રે–ખોદા૦ ૨૫

## પેગમબર સત જરતોશત વીશે ગરબો.

"સર જમશેદજી–ભલુ મેળવયું નામ રે,
મુંબઇ શેહરમાં"–એ રાહ.

સત જરતોશત રે–ખરો પેગમબર
ખોદાનો, નુરો વજુદનો !–ટેક.
સત જરતોશતજ પેગમબર છે,
જેની કીરતી જગમાં અંમર છે;
દીલ ફીદા તેની દીનપર છે રે–સત૦ ૧
દેશ ઇરાનમાં શેહર "રએ" નામે,
લોક જંગીમાં જે માન પામે;
જનમ જરતોશ્તનો તે ઠામે રે–સત૦ ૨
માય "દોગદો" તેની બખ્તાવર,
જે પેટે જનમીઓ એવો નર;
ખલકતનો થયો જે રાહબર રે–સત૦ ૩

નેક "પોરેશસ્પ" જે તેનો બાપ,
ખુબ બુલંદ તેજ નસીબનો તાપ;
લે બેટો ખોદાનો મેલાપ રે–સત૦ ૪
બુનીઆદ "ફરીદુન" શેહનશાહથી,
જે કુલ લોકોમાં વખણાતો;
જેબ તેની વધી એ બેટાથી રે–સત૦ ૫
ખોરદાદસાલે તે અવતરીઓ,
એ રોજ જેથી બુજોરગ ઠરીઓ;
સઉ માને રાંમશની ભરીઓ રે–સત૦ ૬
બરી બામદાદના ખુશ વખતમાં,
નેક પગ મેલીઓ આ જગતમાં;
ખુશી ફેલાઈ જે કુલ ખલકતમાં રે–સત૦ ૭
ખરે સુરજ બીજો તે ઉગીઓ !
તેનાં નુરે "હેરેમન" ધ્રુજીઓ !
ઊંચા આસમાને તેને પુંજીઓ રે !–સત૦ ૮
તે તો જનમીઓ હસતા મુખડાથી !
એજ નીશાન પેહલી સુખવાસી;
અકલ હેરત એ મોજેજાથી રે–સત૦ ૯
તેની હેબતથી કુલ બદકારો,
અદેખાઇના લાવીઆ વીચારો;
કે "એ બાળકનો કરવો મારો" રે–સત૦ ૧૦
તે દેવોએ આપ સતાથી,
તેને છીનવી લઇ માત પીતાથી;
દુ:ખ દીધું હરએક તરાંહથી રે–સત૦ ૧૧

પણ તે બાળકપર ખોદાની,
હતી બેહદ માયા મેહરબાની ;
તેથી ટાળી સઘળી નુકસાનો રે–સત૦ ૧૨
ઊચકેલાં ખુની ખંજરથી,
આતશની ચેહની અંદરથી;
તે બચોઓ ખોદાઈ હોનરથી રે !–સત૦ ૧૩
વળી ગાય ઘોડાનાં પગલાંથી,
ખુની વરૂનાં ઘાતકી મોંહડાંથી;
રહેઓ જીવતો તે મોજેજાથી રે !–સત૦ ૧૪
વળી જેહરી દવાની અસરથી,
દેવ જાદુગર લોકના ડરથી;
તે ફાવોઓ ખોદાની કદરથી રે !–સત૦ ૧૫
કુલ હઠાવોઆ એવા હાદેસા,
એ બાળકપણના મોજેજા;
કેવી શકતી તારી, ઓ ખોદા રે !–સત૦ ૧૬
હવે વાતો ચહડતી ઉમરની,
સઉ સાંભળો સત પેગમબરની;
ખુશબોઈ જેમાં દીન અંબરની રે–સત૦ ૧૭
નદી મોહટી તે બીન હોડીએ,
પાર કીધી એ નેક નબીએ;
ઇજા નહી થઇ તેની એડીએ રે !–સત૦ ૧૮
પછી આવો વસીઓ "બલખ"માં,
રાજધાની જે ઇરાન મુલકમાં;
જે વખણાયલી કુલ ખલકમાં રે–સત૦ ૧૯

પુરી રાખતો તે પરહેજગારી,
સઉ મોજ અને લોભ ધીક્કારી;
એક ચાહી ખોદાની દીલદારી રે—સત૦ ૨૦
"બેહમન" અમશાસ્પંદનો કુમકમાં,
તે પોંહચોઓ મીનોઇ ખલકમાં;
આંખ વીચીને એક પલકમાં રે !—સત૦ ૨૧
એ વેલા ઉમર તીસની હતો,
પાછો આવીઓ તીઆર ચેઆલીસની હતી;
તે તો કમબખ્તી "એબલીસ"નો હતી રે—સત૦ ૨૨
તીઆં ખોદાનાં નુરને મલીઓ તે,
કુલ કુદરતના ભેદ પામીઓ તે;
આપ દીલનો મોરાદમાં ફાવોઓ તે રે—સત૦ ૨૩
સઉ વાતમાં પુરવીણ થાઇને,
કુલ રચના બેહશતની જોઇને;
હીઆં આવીઓ તે ધરમ લઇને રે—સત૦ ૨૪
તેનું તખ્ત ઊતરીઉં આસમાનથી,
જે મલીઊંતું પાક યજદાનથી;
નમી કુદરત તેને ઈમાનથી રે !—૨૫
એ વેલા પાદશાહી ઈરાની,
ભોગવતો "ગોસ્તાસ્પ" કયાની;
નમે ખલકત જેને દુનીઆની રે—સત૦ ૨૬
વાત પેહલાં તેને સમજાવી,
ખુબ મોજેજાઓ બતલાવો;
દીન "મજદીઅસની" કબુલ કરાવી રે—સત૦ ૨૭

કેટલાક દરબારી મજલસી,
દીન સામે કરતા સરકશી;
જરતોશતની કરતા બદ નકશી રે—સત૦ ૨૮
ખુબ મોજેજા ને તકરારે,
કરો આજેજ સઘલી પરકારે;
કીધા હારૂત તેમને દરબારે રે !—સત૦ ૨૯
હવે જુઓ એના ચમતકારો,
તેની ખુબી પછી તમ વીચારો;
નબો કેવો જગ સુધારનારો રે !—સત૦ ૩૦
એક આતશ તેની પાસ હતો,
જે પાણીથી નહી થંડો થતો;
હાથ મેલે તેબો નહી બલી જતો !—સત૦ ૩૧
એક "સરવ"નું લાવેલો તે ઝાડ,
દર પાતરે વંચાય એવી વાત;
"ગોસ્તાસ્પ, તું એ દીન કબુલ રાખ!" રે-સ૦ ૩૨
પાદશાહના જંગી ઘોડાના,
પગો ગલી ગયલા કુલ પેટાંમાં;
તે જરતોશ્તે કહાડીઆ સઘળામાં રે !—સત૦ ૩૩
એજ દીનની બતલાવા સચ્ચાઈ,
આવીઆતા ચાર ફરેશતા ગહવાઇ;
તેથી પાદશાહનો પુર પતીજ થાઇ રે !—સત૦ ૩૪
જેથી આલમમાં દીન ફેલાવી,
ભુંડી રસમ સઉ પાસે મેલાવી ;
સુદરેહ, ને કુશ્તી બંધાવી રે—સત૦ ૩૫

એ દીનનાં એકવીસ દફતર છે,
જે એજમતી ને બાલાતર છે;
ખોદાઈ એલમમાં માતબર છે રે–સત૦ ૩૬
તેની ઓરતનું નામ "હુઓવેહ,"
ખુબ ખસલત તેની પાકીજેહ;
ખરી દીલદાર હતી દીનની જે રે–સત૦ ૩૭
તરણ બેટા તેના દીનદારો,
હતા ખુબીના તેઓ ચીતારો;
દેશ દીનના જેઓ સીંગારો રે–સત૦ ૩૮
તરણ ખુબસુરત તેની બેટીઓ,
દીન ઉપર ફીદા રેહતીઓ ;
ખસલતમાં ખુબ નદી વેહતીઓ રે !–સત૦ ૩૯
સાલ સીત્તોતેરનો ઉમરે,
જરતોશ્ત મોહટા પેગમબરે ;
જવું કીધું ખોદાની દરબારે રે–સત૦ ૪૦
રોજ ખુરશેદ અને દે મહીનો,
ગયા પેગમબર સાહેબ મોનો ;
ઊંધો નાખી દુશમન કમીનો રે !–સત૦ ૪૧
આફરીન લખ્ખો તેનાં સ્વાનપર !
દીલ ફીદા છે તેના કલામપર !
જાન સદકે છે તેનાં ફરમાનપર રે !–સત૦ ૪૨
તેજ આદમમાં નુરી અવતાર છે !
તેના ચેલા કુલ પરહેજગાર છે !
ફરે તેથી તે ગુનેહગાર છે રે !–સત૦ ૪૩

કુલે દીલપર તે સતાદાર છે !
તેજ દીન ઈમાનનો આધાર છે !
તેના વીના ખલકત નાચાર છે રે !—સત૦ ૪૪

કુલ ફરેશ્તાથી તે બરતર છે !
તેને તાબે વખતનું ચક્કર છે !
તેનાં ઉપકારો દરીઆ ડુંગર છે રે !—સત૦ ૪૫

કુલ ચાંદ, સુરજ ને સેતારા,
તેનાં રૂહુના થયા છે પુજારા !
તેને નમે કુદરતી ધારા રે !—સત૦ ૪૬

આ જગની સઘળી ઉતપંતી,
તેજ પરતાપે છે સુખવંતી !
તેજ રીતી સઉમાં ગુણવંતી રે !—સત૦ ૪૭

તેને પગલે બેહશ્તને રોનક છે !
તેનું નામ આલમની ઇજત છે !
તેનું વજુદ હસ્તીની અગત છે રે !—સત૦ ૪૮

તેને હમેશ આપણે યાદ કરી,
તેના હોકમ કુલે દીલે ધરી;
ને મેલવીએ તેની દીલબરી રે !—સત૦ ૪૯

તેની દીનનો તાબેદાર થવા,
"ખુરશેદ" ગણે પોતાને રવા !
વધે કીરતી તેની ઘણી લાખ સવારે !—સત૦ ૫૦



# મુંબઇમાં તુલસીનું પાણી પેહલવેહલું આવયું તે વીશે.

"ભલી ભલીરે મુંબઇ શેહેર-મુંબઇ અલબેલી"-એ રાહ.

આયાં આયાં રે મુંબઇ શેહેર-તુલસો જલ લઇને,
લાયાં લાયાં રે ઠંડો લેહેર-હાથમાં નલ લઇને-ટેક.
જલ લાયાં નવું બલ લાયાં ને વાલી સઉ દીલ કલ રે,
તરસા જીવડા કોધા ઠંડા ચખાડી જલ નીરમલ-તુલસી૦
જવાન સલુની સુંદર અબલા જબરી એક પનીયાર રે,
ભરપુર મટુકી સીરપર ઉઠાવી આપે જલ સઉ દવાર-તુ૦
રહેવાશી પરવત જંગલના આવયાં મુંબઇ શેહર રે,
મોહીત થઇ રૂપ ગુણપર સઉ કોઇ પધરાવે ઘેર ઘેર-તુલ૦
પંદરમો મારચે મેલયો મુંબઇમાં પગ નેક રે,
ભલા ભલા એસતેકબાલ ગયા મલબાર હીલપર છેક-તુ૦
ગવરનર સરીખાએ તેમને લડાવયો બહુ લાડ રે,
ઝંખવાઇ ગયાં તેજ તેમનાથી ડોસાં પેલાં વીહાર-તુલ૦
ગુણ તમારાં, તુલસી પયારાં, ગાય કેટલા દાતરડાં રે,
પીતાં તમ જલ થઇ ગયાં થંડાં દીલ, જીગર, આંતરડાં-તુ૦

## રસીયાજીના મહીના.

શ્રી ગુરૂદેવ વલ્લભને ચરણે લાગું રે, રસીયાજી,
તેર માસ હરીગુણ ગાવા મતી માગું હો-રંગ રસીયાજી. ૧
કારતગ માસે કેમ ગયાછો મુકી રે, રસીયાજી,
પ્રાણજીવન પ્રભુ શી વાતે હું ચુકી હો-રંગ રસીયાજી. ૨

ચુકી તો પણ દાસી દોષ સમાવો રે, રસીયાજી.
મ્હારા સમ જો મનમાં કાંઇ લાવો હો—રંગ રસીયાજી. ૩
અબળા જન અમો અવગુણ કેરી ખાણ રે, રસીયાજી,
તો પણ નાથ નીભાવો ઝાલો પાણ હો—રંગ રસીયાજી. ૪
જેવી તેવી કીંકરી કહાવું તમારી રે, રસીયાજી,
દાસ દયાના પ્રીતમ લો સુધ મ્હારી હો—રંગ રસીયાજી. ૫
માગસર માસે મળવા મન અકુળાય રે, રસીયાજી,
પ્રીત તણી પીડા કંઇએ ન કહેવાય હો—રંગ રસીયાજી. ૬
ખોડયું શીડયું પણ અંતર ભડકે લાગે રે, રસીયાજી,
કાળજું છેદી કંદ્રપનાં શર વાગે હો—રંગ રસીયાજી. ૭
વીરહ વીકળ થઇ કળ ન પડે નીશદીન રે, રસીયાજી,
તાલાવેલી લાગી મ્હારે તંન હો—રંગ રસીયાજી. ૮
દુખ દાવાનળ પ્રગટયો કયમ સહેવાય રે, રસીયાજી,
ધીરજ રાખું પણ કહાં લગી રહેવાય હો—રંગ રસીયાજી. ૯
નીશચે પ્રાણ જશે તલપો હવાં આવો રે, રસીયાજી,
દાસ દયાના પ્રીતમ પ્રાણ બચાવો હો—રંગ રસીયાજી. ૧૦
પોષ માસે રોષ રૂદેથી મુકયા રે, રસીયાજી,
અબલાના આધાર અવસર ચુકયા હો—રંગ રસીયાજી. ૧૧
ઘણું પ્રગટ શું કહીયે સમજી લેજો રે, રસીયાજી,
વીજોગ પાપે અવર દંડ કાંઇ દેજો હો—રંગ રસીયાજી. ૧૨
સ્ત્રીને દુખ નહીં પતો જો શસતરે મારે રે, રસીયાજી,
તેથી કષ્ટ ઘણું તે મન ઉતારે હો—રંગ રસીયાજી. ૧૩

એથી અદકું હાવાં તે શું કહીયે, રે રસીયાજી,
ચતુરસીરોમણ ચતુરાનું દુખ લહીયે હો—રંગ રસીયાજી. ૧૪
આ જોબનમાં આવી સુખને માણો રે, રસીયાજી,
દાસ દયાના પ્રીતમજી તક જાણો હો—રંગ રસીયાજી. ૧૫
માહા માસે તો મ્હારા સમ ઘેર આવો રે, રસીયાજી,
આ રતમાં દીપંતો લે સુખ લ્હાવો હો—રંગ રસીયાજી. ૧૬
પ્રથમ અમો એમાં કંઇએ નવ લહેતાં રે, રસીયાજી,
શીખવા સમજાવી શું મ્હેલ્યાં વ્હેતાં હો—રંગ રસીયાજી. ૧૭
વ્હાલા થઇને વેર શું વાલ્યું આવું રે, રસીયાજી,
આવડું શીદ કર્યું જ્યારે હતું જાવું હો—રંગ રસીયાજી. ૧૮
પરેમ પંથમાં કાંટો કપટી ન સારો રે, રસીયાજી,
પ્રથમ થકી પોખ્યો હાવાં શું મારો હો—રંગ રસીયાજી. ૧૯
વારહુવન્હીમાં ધીકું છું નીશ દાહાડો રે, રસીયાજી,
દાસ દયાના પ્રીતમજી મુને કહાડો રે—રંગ રસીયાજી. ૨૦
ફાગણ કેસુ ફુલ્યાં હું કરમાણી રે, રસીયાજી,
આ વનમાળી પીયુ સીંચ્યું ન પુરૂં પાણીહો—રંગ રસી૦ ૨૧
વસંત રૂતુ તો સહુને વ્હાલી લાગે રે, રસીયાજી,
તમપાખે મુને બાણ રૂદેમાં વાગે હો-રંગ રસીયાજી. ૨૨
અબીર ગુલાલ ને કેશરના રંગ ઢોળી રે, રસીયાજી,
વોલાસ સુખ નવ લીધું મુજ ઉર હોળી હો—રંગ રસી૦ ૨૩
સુખની રૂતુ સોકની સંગે સોહીયે રે, રસીયાજી,
ડુસકલડે રોવું, તો હમારે જોઇએ હો—રંગ રસીયાજી. ૨૪

પ્રથમ થકી પ્રભુ શેં નવ નાખ્યાં મારી રે–રસીયાજી.
દાસ દયાના પ્રીતમ આ ગતી ધારી હો–રંગ રસીયાજી. ૨૫
ચઇત્રે ચંદ્રકીરણ સહુને સુખકારી રે, રસીયાજી,
એકલડીને લાગે તેહ કટારી હો–રંગ રસીયાજી. ૨૬
સુખકારી હુતા તે સહુ દુખ દે છે રે, રસીયાજી,
જોઈ જોઈ સંભારી સુખ આંસુ વ્હે છે હો–રંગ૦ ૨૭
કરે કાય શું કરમ તણો એ દોષ રે, રસીયાજી,
વક્રવદન નીજ ત્યાં શો દરપણ દોષ હો–રંગ રસીયાજી. ૨૮
આ દહાડા કયાં મુકયા હતા સંતાડો રે, રસીયાજી,
જોબન અવસર આવ્યો આપ્યા કહાડી હો–રંગ૦ ૨૯
તમો કહેતા તે અમો માનતાં સાચું રે, રસીયાજી,
દાસ દયાના પ્રીતમ કીધું કાચું હો–રંગ રસીયાજી. ૩૦
વઇશાખે વ્રજ સુનું સઘલું દીસે રે, રસીયાજી,
જન ઝાઝા પણ કોને મન જઇ હીસે હો–રંગ૦ ૩૧
સરવે સરવર સુકાં ચાતક લેખે રે, રસીયાજી,
ચંદ્ર વીના જગ ચકોર ઉજડ દેખો હો–રંગ રસી૦ ૩૨
વીત્યું હોય તે એ સાચું પરમાણે રે, રસીયાજી,
પીડ પ્રસુતાની શું વંઝા જાણે હો–રંગ રસીયાજી. ૩૩
વીરહ વેદના ઘણી કઠોણ સહુ દુખથી રે, રસીયાજી,
વેઠે તે જાણે ન કેહેવાય અમુકથી હો–રંગ રસી૦ ૩૪
સ્નેહ તણો ઘા મલમ થકી ન રૂઝાય રે, રસીયાજી,
દાસ દયાના પ્રીતમથી સુખ થાય હો–રંગ રસીયાજી. ૩૫

જેઠ માસે સહુ સરોવર સુકાં કહેછે રે, રસીયાજી,
મુજ લોચનધારા નવ સુકી વહે છે હો—રંગ રસી૦ ૩૬
ગ્રીષ્મ ઋતુને તાપે સહુ અકળાયે રે, રસીયાજી,
પવન ફુવારાથી તે સઘ સમાયે હો—રંગ રસીયાજી ૩૭.
ગ્રીષ્મ તાપ તે દીપ વાયુથી વામે રે, રસીયાજી,
વીરહ વન્હી આ પવને વરૂદ્ધી પામે હો—રંગ રસી૦ ૩૮
પય ઉભરયું તે છાંટે નીર સમાય રે, રસીયાજી,
તાતું તેલ મલે ઝબ ભડકો થાય હો—રંગ રસીયાજી. ૩૯
પરેમ પાવકની પીડ સહુ દુખથી અલગી રે, રસીયાજી,
દાસ દયાના પ્રીતમ તમને વળગી હો—રંગ રસીયાજી ૪૦
અષાડ માસે અતી ઊંડું દુઃખ સાલે રે, રસીયાજી,
પંખીહાં પણ મલીને માલા ઘાલે હો—રંગ રસીયાજી ૪૧
કહાને કહીયે ને કહે અદેખાં ઠરીયે રે, રસીયાજી,
અંતર આગે ઢાંકયાં ધીકી મરીયે હો—રંગ રસીયાજી. ૪૨
કીડો કાષ્ટ જ્યમ ખોખું કરે ખાઇ બાધું રે, રસીયાજી,
તમ વીરહકીડે કાળજ કરડો ખાધું હો—રંગ રસી૦ ૪૩
ઊપરથી તન સારૂં સહુ કોઇ દેખે રે, રસીયાજી,
ભીતર ભડકો પ્રાણ પોતાનો પેખે હો—રંગ રસીયાજી. ૪૪
જે જાણે તે મુરખ કહે એ વાત રે, રસીયાજી,
દાસ દયાના પ્રીતમ દુખ સહુ ભાત હો—રંગ રસી૦ ૪૫
શ્રાવણ માસ સરવડે વરસ્યો મંદ રે, રસીયાજી,
પાવસ રૂતુ શોભા થઇ વરૂંદો વરૂંદ હો—રંગ રસી૦ ૪૬

વરૂક્ષે વળગી વેલ છુટે નવ છોડી રે, રસીયાજી,
દઇવે મ્હારી બેલ તો નાખી તોડી હો—રંગ રસી૦ ૪૭
એક દીવસ આપણ ત્યાં વાતે વળગયાં રે, રસીયાજી,
ઘન વરસ્યો ભીજ્યાં પણ ન થયાં અળગાં હો—રંગ૦ ૪૮
મેં પણ શીત સ્હેવાઇ નહીં ઘણું કાંપી રે, રસીયાજી,
ત્યારે તમે મુજને લઇ રૂદયાશું ચાંપો હો—રંગ૦ ૪૯
સંભારી તે સુખ કાળજડું ફાટે રે, રસીયાજી,
દાસ દયાના પ્રીતમજી શા માટે હો રંગ રસીયાજી ૫૦
પુરૂષોતમ માસે આશા તો મ્હારી રે, રસીયાજી,
પુરો પુન્ય થશે જુઓ મંન વીચારો હો—રંગ રસી૦ ૫૧
આતુર જન સંતોષો કરી સનમાન રે, રસીયાજી,
અધરામરૂત પાઇ આપો જીવતદાન હો—રંગ રસી૦ ૫૨
આ એક માસ તો પુન્ય દાનનો દાહાડો રે, રસીયાજી,
પ્રભુ પધરાવી સેવી કરૂં કર ટાહાડો હો—રંગ રસી૦ ૫૩
અવર દેવ સેવ્યાની શ્રદ્ધા છે નહી રે, રસીયાજી,
પુરૂષોતમ પરણીને અવર ઘટે નહીં હો—રંગ રસી૦ ૫૪
પ્રાણ જશે તોય તમ વીના નહીં ભજયે રે, રસીયાજી,
દાસ દયાના સ્વામી એમ સમજયે હો—રંગ રસી૦ ૫૫
ભાદરવો ભુંડ વરસે ચપળા ચમકે રે, રસીયાજી,
એક સમે હું આવી પાયલ ઝમકે હો—રંગ રસીયાજી ૫૬
હું બીની સુણી ઘન વરસ્યો આકાશે રે, રસીયાજી,
પીતામ્બર હોરાડી લીધી પાસે હો—રંગ રસીયાજી. ૫૭

સઘલું સુખ કાંઇ પ્રગટ નથી કહેવાતું રે, રસીયાજી,
વીકળપણે કાંઇ કહુંછું નથી રહેવાતું હો—રંગ૦ ૫૮
પાલવ પાંથરો કાલાવાલા કરીને રે, રસીયાજી,
પાયે લાગી કહુંછું ફરી ફરીને હો—રંગ રસીયાજી. ૫૯
વરેહ દુખ નથી સ્હેવાતું હાવાં આવો રે, રસીયાજી,
દાસ દયાના પ્રીતમ શું તરસાવો હો—રંગ રસીયાજી. ૬૦
આશ્વીન આવ્યો સઘ માસ સુખકારી રે, રસીયાજી,
વામ આંખલડી ફરકે છે કાંઇ મ્હારી હો—રંગ૦ ૬૧
રાસ રમણની રૂતુ આવી તમે જાણો રે, રસીયાજી,
લાલ બીહારી લાલોનાં સુખ માણો હો—રંગ રસી૦ ૬૨
શરદ પુનમની નીશે પુરણ શશી પ્રગટ શેરે, રસીયાજી,
તમથી રમતાં સહુ દુખ મ્હારાં મટશે હો—રંગ૦ ૬૩
કરૂણાનીધી છો માટે કરૂણા કરશો રે, રસીયાજી,
વ્હાલાંની વીનતી રૂદેમાં ધરશો હો—રંગ રસીયાજી. ૬૪
આનંદ ઉપનો ઉરમાં વાલમ વળીયા રે, રસીયાજી,
દાસ દયાના પ્રીતમજી મુને મળીયા હો—રંગ રસીયાજી. ૬૫

## ઉપદેશ ગરબી.

કર પ્રભુ સંઘાતે દ્રઢ પ્રીતડી રે,
મરી જાવું મેલીને ધન માલ;
અંત કાલે સગું નહી કોઇનું રે.
સંસ્કારે સંબંધી સરવે મલ્યાં રે,
એ છે જુઠી માયા કેરી જાલ—અંત૦ ૧

મારૂં મારૂં કરીને ધન મેલવ્યું રે,
તેમાં તારૂં નથી તલ ભાર;
સુખ સ્વપના જેવું સંસારનું રે,
તેને જાતાં ન લાગે વાર–અંત૦ ૨

માટે સેવજે તું સાચા સંતને રે,
તારા ટલશે ત્રીવોધીના તાપ;
અતો મોટા પુરૂષને આશરે રે,
બલે પુરવ જનમનાં પાપ–અંત૦ ૩

એવું સમજીને ભજ ભગવાનને રે,
સુખકારી સદા ઘનશ્યામ;
દેવાનંદનો વાલો દુઃખ કાપશે રે,
મનવાંછીત પુરણ કામ–અંત૦ ૪

## ગરબી ૨૭.

મલ્યો માણસનો દેહ ચીંતામણી રે,
તારા અંગમાં છે રોગ અસાધ્ય;
નથી લેતો નારાયણ નામને રે.
માથે મરણ જનમ મોટું દુઃખ છે રે,
તારા અંતરમાં હરીને આરાધ્ય–નથી ૧

ઘણું સુજે છે કામ સંસારનું રે,
કરે સગાનું બહુ સનમાન;
હેત કરતો નથી હરીદાસમાં રે,
હઇયાં ફુટા તું લુણ હરામ–નથી૦ ૨

પર નારી સંઘાતે કરી પ્રીતડી રે,
તારો એલે ગયો અવતાર;
બહુ નામીની બીક નથી રાખતો રે,
ખરેખાતે મલીશ તું ખોવાર.—નથી૦ ૩

અતી કઠણ વેલા છે અંતકાલની રે,
પછી થાશે તને પસ્તાવ;
દેવાનંદની શીખામણ માનજે રે,
તારા અંતરમાં કરીને ઉચ્છાવ—નથી૦ ૪

## ડુંગરવાડીની વાંધાવાલી જગા પાછી હાથ કરવા માટે પારસીઓએ દીવાની ફરયાદી માંડી હતી તે વીશે.

"સુધરયા તે પારસી જવાનયા"—એ રાહ.

પામી ફતેહ સેસનમાંથી પુરતો રે લોલ,
માંડી ફરીયાદી દીવાનીમાં શુરથી રે લોલ—૧

લેવા હસતક જગા હાથથી ગયલી રે લોલ,
જુલમી રીતે જુદદીન હાથ થયલી રે લોલ—૨

હતો તેમાંબી પરથમ પેલો એનસટી રે લોલ,
તેટલે થઇ વખતની કુદરશાટી રે લોલ—૩

આધીન થઇ તે મોતને ચાલતો થયો રે લોલ,
બાદ રહયો કેસ બે સાલ ડોલતો રે લોલ—૪

અઢાર પંચોતેર અંતે નીકલીઓ રે લોલ,
માસ જુલાઇ ને આગસ્ટ તેને ફલીઓ રે લોલ–૫
વીસમી જુલાઇથી થઇ તપાસ ચાલતી રે લોલ,
દસમી આગસ્ટે ખતમ થઇ તે સામટો રે લોલ–૬
આખા દીવસ બાર એ કામ ચાલયું રે લોલ,
પરથમ ફીકર સાથે લોક નીહાલીઊં રે લોલ–૭
ચાલી તપાસ બેલી જડજ હજુરમાં રે લોલ,
હતા ધચુપચુ જેઓ તો મુલમાં રે લોલ–૮
પારસી તરફથી હતા તરણ હીમાયતીઓ રે લોલ
પરસલ મુખય, હારટ, લાંગ,–બે સાથીઓ રે લોલ–૯
બહુ ચાલાકી દેખાડી મીસ્ટર પરસલે રે લોલ,
કેસ જીતાવયો લડીને માહા બલ કલે રે લોલ–૧૦
નહી કીધો બારીસ્ટર પારસી એકબી રે લોલ.
ફંડના તરસ્ટીઓએ અકલ ખરચો રે લોલ–૧૧
મુખયા બે હતા સાંમે તો પરતીવાદીઓ રે લોલ,
(૨) જેકબ જમાલ ને (૧) કુવરજી પરાગજી રે લોલ–૧૨
વકીલ કલીવલાંડબી હશે તેનો સાથીઓ રે લોલ,
ઠરેઓ મંગેશાની જગાએ તેબી ભાગીઓ રે લોલ–૧૩
લાવયા હીમાયતી તે બારીસ્ટર સરકારનો રે લોલ,
મીસ્ટર સ્કોબલ, ગણાય જે વડો "બાર"નો રે લોલ–૧૪
સચાંઇ કોટ આગલ તેમનું નહીં ચાલીઊં રે લોલ,
ભાગી બેઠા, હથીઆર જે જે કહાડયું રે લોલ–૧૫

આપયા પારસીએ જથાબંધ સાક્ષો રે લોલ,
પકા, પુરાણા, પુરાવા સાથે સાક્ષી રે લોલ–૧૬
કહાડયા લેખ ને પોતો સેંકડો સાલના રે લોલ,
નહી તકલીદી કોઇ આજ કાલના રે લોલ–૧૭
કીધો સાબેત એવો તો હક કબજો રે લોલ,
દીઠો આપોઆપ હરીફે દાવો ન બીજો રે લોલ–૧૮
સાથે બતાવી તેઓની કુલ તકલીદી રે લોલ,
કીધો સાબેત વાતો તેમની તરકટી રે લોલ—૧૯
મેલયા હાંજા તેઓએ ગભરાઇને રે લોલ,
થાકો ઠેકાણે આવયા ફજેત થાઇને રે લોલ–૨૦
શરમાઇ એવી તો તેમની નફ્ટ લાગણી રે લોલ,
કીધો કેસ બંધ કરવાની માંગણી રે લોલ–૨૧
કહી ઝુતેલી જમીન પાછી આપવા રે લોલ,
સઘલી ફજેતી નબલાઇ ટુકે દાબવા રે લોલ–૨૨
મોટાં દીલે કીધો પારસીએ નાખતો રે લોલ,
લઇ કરાવો બોલી શરત ચાંપતી રે લોલ–૨૩
કીધો જડજે "ડીકરી" પારસી લાભમાં રે લોલ,
નાખયો ખરચ સામાઓનાજ લાગમાં રે લોલ–૨૪
કીધી સતુતો કેસની મજબુતાઇની રે લોલ,
કપાઈ જડ ગઈ હરીફની શોખાઇની રે લોલ–૨૫
વસા ગુમાવી થયા તેઓ તો ચાલતા રે લોલ,
બલીઆ પોતેજ બીજાઓને બાલતા રે લોલ–૨૬

પાછી પામીઆ જાતીકી જગા પારસી રે લોલ,
કીધો કીરતી સુરખરૂઇ સાથ પ્રકાશતી રે લોલ-૨૭
જીગર જખમી થયલાં પાછાં રૂજીઆં રે લોલ,
થયાં હસતાં મોહ ને દીલો ખીલીઆં રે લોલ-૨૮
પાછાં જશનો ને ખાના પીનાં ચાલીઆં રે લોલ,
ડુંગરવાડીનાં સંકટો એમ ટાલીઆં રે લોલ-૨૯
ભલાં રવાનોની ગેબી રેહનુમાઇથી રે લોલ,
જીતયા યાદગારી કોટ મહા લડાઇથી રે લોલ-૩૦

## લગનના મહીમાની ગરબી.

ધન્ય ધન્ય સખી દીવસ તે આજનો જો,
ચાલો ઓછવ કરયે આજ લગન કાજનો જો-ધન્ય૦
ટેક.

ફતેસીંહજીના કુંવર કોડામણા જો;
પાટવી પુત્રના લગ્નમાં શી મણા જો-ધન્ય૦ ૧
મંગળ એકાદશી વઈશાકમાં જો;
શુભ લગ્ન થયાં ત્રીસની સાલમાં જો-ધન્ય૦ ૨
રૂડાં ઢોલ તાસા ને નગારાં વાગતાં જો;
મીઠા શરણાઈના સાદ મન લાગતા જો-ધન્ય૦ ૩
વાગે પડઘમો વીલાતી વાજાં રંગમાં જો;
વલી આનંદના ઓઘ થાય અંગમાં જો-ધન્ય૦ ૪

દારૂખાનાં દરબારમાંહી છુટતાં જો ;
ફુલખંડીઓ ફટાકા ઝાડ ફુટતાં જો–ધન્ય૦ ૫
રૂડો રોશની બજાર દરબારમાં જો;
દીસે લીંબડી ઈંદ્રાપુરીની હારમાં જો–ધન્ય૦ ૬
તપો તાજ મહારાજ જશવંતનું જો;
ભણે ભવાનો વચન આશીરવાદનું જો–ધન્ય૦ ૭

## બંગાલી બાબુઓ પોતાની સ્ત્રીઓને ઘરમાં ગોંધી રાખેછે તે વીશે.

" મલજો, મલજો, મલજો રે મારા શયામ
કાલે મલજો "—એ રાહ.

ધીક છે ધીક છે ધીક છે રે, બાબુ,
વીચાર તમારા ધીક છે–ટેક.

રાંકડીને ગોંધીને ફરો તમ ફાંકડાં,
ઠીક છે ! ઠીક છે ! ઠીક છે રે !–બાબુ૦ ૧

બકારા કુંફારા હાલના તમારા,
કરે સાબેત મન તમ "ઉવીક" છે રે–બાબુ૦ ૨

રશમ જનાનાની વેહેમી ને ઊંધી,
ખોટો એક મુરખોની ભીક છે રે–બાબુ૦ ૩

રૂડો છુટ લેવા વખત હમારો,
મોકલયો હરીએ નજીક છે રે–બાબુ૦ ૪

કામનોં શું તમારો સુધારો સઘલો !
એ છુટ વીના સુધારો સોક છે રે—બાબુ૦ ૫

ભર્યું મગજમાં વીદયા જલ તોએ,
ગયો નહીં વહેમ રૂપી ચોકછે રે—બાબુ૦ ૬

વીશવાસ ન રાખ્યો તો પરણ્યોછો શાને ?
મેલે તમ હઇડે શી બીહક છે રે—બાબુ૦ ૭

ઉમંગ લલકારે ગીત "દાતરડું",
ભલે સુધારે જે રફીક છે રે—બાબુ૦ ૮

## એક બંગાલી બાબુ પોતાની સ્ત્રીને જાહેર મેલાવડામાં લાવયો હતો તે વીશે.

"ગરબો રમવા ચાલી જો"—એ રાહ.

બેની વગાડી જયની તાલી જો,
કરયે ખુલી દીલની ખુશાલી જો—૧

તમે જાહેર દેખાવ દીધો જો,
નાખી વેહેમી રેવાજ ઊંધો જો—૨

બલીયો શરમ ભરયો જનાનો જો,
સોંપો તેને હવે જનાજો—૩

નાખો ફાડી વહેમના પરદા જો,
જેને ચાહતા ભોલા ઘરડા જો—૪

આજ વખત તદન બદલાયો જો,
છુટાપણું એ સુખનો પાયો જો–૫

હર શુભ ટાંકણે પરસંગે જો,
રહેજો આવતાં બાહાર ઉમંગે જો–૬

શખો ડહાપણ છુટ તમે લેજો જો,
સદા વીવેક સાથે રહેજો જો–૭

પેલા નબલાં મનના બાબુ જો,
પીંજી નાહક કરે લાંબુ જો–૮

ફોકત ગડબડ મેલી મચાવા જો,
બેવીશવાસ ખોટો લાવી જો–૯

તમ બીશો માં બેહનો તેથી જો,
નવ નાખશો હીંમત હેઠી જો–૧૦

સઉ લોક દુરના ડાહ્યા જો,
તમ કામ પર પરસન થાયા જો–૧૧

કરે વખાણ જગદાનંદની જો,
એ વાત છે તમને આનંદની જો–૧૨

હમ મુંબઇની નાર જાતી જો,
હમજાતી અને પર જ્ઞાતી જો–૧૩

ખરો સુધારો ચાહનારી જો,
પરીસ મેલામાં જાનારી જો–૧૪

તમ કુમકે તઇઆર છઇએ જો,
દીલસોજી ને હીંમત દઇએ જો–૧૫



# મહીયારીઓને મહી વેચવા જતાં શયામ સાથે થયલો મેલાપ.



મહીયારી મીલી ચાલી મહી વેચવા,
મધ શ્રીરાધા રૂપતણો ભંડાર જો;
ગોપીજન કોણ કોણ સંગે હતાં,
તે સરવેનાં નામ કહું ઉચ્ચાર જો–મહીયારી ૧

લલીતાજી ચંદ્રભગા ચંદ્રાવળી,
ચંપકલતા વીશાખા વીરજા વૃંદા જો;
રત્નપ્રભા વીમળા ને વૃજમંગળા,
નૃત્યકળા ને રત્ના નાગરી નંદા જો–મહી૦ ૨

રતીકલા રસીકા રસીયા નાર જો,
ભદરા શયામા કાવેરી ને હીરાં જો;
છબોધામા કલહંસા મધુમાધવી,
માલતી મોહન કેતકી ને રતધીરા જો–મહી૦ ૩

સુચરીતા કૃષ્ણા કમલા સુરભી,
ચીત્રામણી વીંકુડલા સુંદરી રંગા જો ;
કુમોદની હંસાલી ને મનોરમા,
મધુરક્ષણ ને વીણા ...

... મી ચ

કોઇ કેહે દાણઘાટીમાં દેખશું,
  કોઇ કેહે હમે કદંમખડી ભેલાં થઇશું જો;
કોઇ કેહે શ્યામ ઘાટ હશે શામલો,
  કોઇ કેહે આજ બંશીબટમાં જઇશું જો—મહીο ૬
એવામાં શ્રી ગોવરધનની તલેટીમાં,
  અંતરજામીયે કીધો મોરલી નાદ જો;
ગાય મોશે ગીરો ચઢયા ગોપાલજી,
  સમજણ પડવા લાંબો કીધો સાદ જો—મહીο ૭
દુર થકી સુણી વાલમની વાંસલી,
  લાગો તાલાવેલી ટલયું સરવનું ભાન જો;
સરવ સખી તમારે ગોવરધનગીરી ભણી,
  મનમાં આતુરતા ને પ્રગટયું ગુમાન જો—મહીο ૮
આવી તાંહાં સહુ જાહાં અલબેલાજી હતા,
  સામા સાંમી મલયા નેહનાં નેણ જો;
મંદહસે મન મોહયું બંને તણું,
  રસ વધવાને બોલ્યાં વાંકા વેણ જો—મહીο ૯
પ્રભુ બોલ્યા સાંભલજો સહુ ગોપીકા,
  સાંભલ શ્રી વરૂખભાનસુતા અલબેલી જો;
  ...ગો અહીં દધીતણું,
  ...ની છકેલી જો

કાહાન કહે તું સાહ મારો છેડલો,
હું મુકું તોએ તું ના મુકેશ જો;
હું અડકયો સાટે તું અડ મુજને,
હું હારયો રાધા તું ઝીતી ઠરેશ જો–મહી૦ ૧૨

મરમતણી વાણી સુણી સ્વામીની,
ભલી બતાવો હાર જીતની વાત જો;
બહુ ભોલા થઇને નેણ નચાવીયાં,
અધર હસીને ચોંટી દીધી ગાલ જો–મહી૦ ૧૩

એમ કરી છડો આડો કરી છેલડે,
રસ્તો રોકી ઉભા નટવર લાલ જો;
રાધાજી હાવાં ઉત્તર આપશે,
સુણશે પ્રીતમ દયારામનો સ્વામ જો–મહી૦ ૧૪

## "શીરીન" નામની એક ઓરતે પોતાના ભરથાર "ખુસરો" પર લખેલો પતર.

"ગુજરી "ના ગરબાની રાહપર ગાવું–" ગગન સરખો પાદશાહ ને દીલલીનો સરદાર જો "–એ રાહ.

ઓ મારાં દીલના ખાવીંદ " ખુસરો ! "
નમી કરૂંચ અરજ જો;
હું " શીરીન" તારીને કાગજ લખવા
પડીછે મહા ગરજ–ખુસરો. ૧.

ઓ મારો ભલી સાસુના જાયા !
હું દાસીના સરદાર જો;

હું છું તારી પતીવરતા નારી
એખલી નીરાધાર–ખુસરો. ૨
ઓ મારા માયા દયાના ભરથાર !
કેમ થયો બેફામ જો ?
મલતોતો નથીજ પણ કેમ ગયો
વીસરી મારૂં નામ ?–ખુસરો. ૩
ઓ મેહરના માવા ને પયારના ઝરા,
દીલ સાથી દીલદાર જો !
ઓ મારા તનના મેહેલના ઉત્તમ
બેમુલા સીંગાર !–ખુસરો. ૪
તું તો મારી આંખની કોકીની તેજ
તું વીના હું છું આંધલી જો;
તું તો મારા દીલ ને જીવનો જોર કે
તુંજ બીન હું છું નબલી–ખુસરો. ૫
તું તો મારાં તનનો ખુદાઇ મહોરો
હઇઆંનો સુભ હાર જો;
તું તો મારો આશાના મેહેલ મોટાનો
ટેકો ને આધાર–ખુસરો. ૬
તું તો મારાં જીગરની ઠંડકનું
નીરમલ " આબે હયાત " જો;
તું તો મારા જીવતરના બુલબુલનો
ગાયણ ભરેલો સાદ–ખુસરો. ૭
તું તો મારાં સુખ ગમતના બાગનું
રલીઆમણું ગુલાબ જો;

તું તો મારી સાથે બેશીને પીનાર
મહોબતનો શરાબ—ખુસરો. ૮
અરે કેમ થયો એટલો જુદો
કાગજ નહીં કોઈ દીન જો !
અરે કેમ બનયો એટલો ઘેલો
ભુલયો ભલી " શીરીન "—ખુસરો. ૯
અરે કેમ લોભયો એટલે પઇસે
ચુકી ગયો ઘર બાર જો !
અરે કેમ તજયો એટલો પયાર ને
વતનનો ન વીચાર !—ખુસરો. ૧૦
અરે પ્યારા તુંજને ઘટે નહીં કે
કરે આ બેવફાઇ જો !
અરે વ્હાલા તુંજને છાજે નહીં કે
છોડી બેસે ભલાઈ !—ખુસરો. ૧૧
અરે જાની તુજને લાયક નહીં કે
ભુલે લગનનો કોલ જો !
અરે ગુણી તુંજને શોભે નહીં કે
બોહુ બોલેલા બોલ !—ખુસરો. ૧૨
પ્યારા હું તો તુંજ વણાં ઘેલી બની
સુજે નહીં કંઈ કામ જો !
વહાલા હવે મુકો હાથથી જરા
જુદાઇનો જેહરી જામ !—ખુસરો. ૧૩
પ્યારા મુજથી જે ચુકો થઇ હોય
કરો દયાએ માફ જો !

વ્હાલા હવે દીલનો દાઘ ધોઇને
કરો ભીતરને સાફ !–ખુસરો. ૧૪
પ્યારા તુ તો મારે માથેનો સાયો
તુંજ વડે મને માન જો !
વ્હાલા આ પતર વાંચતાંને વારજ
કરો મલવાનું ધયાન !–ખુસરો. ૧૫
પ્યારા તુંતો મારો દીલરૂબા દીલબર,
દીલપસંદ દીલદાર જો !
વ્હાલા તુંતો મારા તનમાંનો જીવ કે
તુંથી મને કરાર !–ખુસરો. ૧૬
ગુસ્સો શાનો તુંજમાં એટલો કે
ફરેચ બહારનો બહાર જો ?
જુદાઇમાંજ ગયાં અરે આપણાં
વરસ પુરાં ચેઆર !–ખુસરો. ૧૭
એખલી, અટુલી, બલતી, જલતી,
ગુજારૂંચ હું દીન રાત જો;
નવરી બેસું જયારે વીચારે
કપાલે ઠોકું હાથ–ખુસરો. ૧૮
ખાતાં, સુતાં, કરૂં કોણ સાથે
દીલના ભરમની વાત જો ?
તારા વીણાં લાડ, નાજ, ને નખરાં
કરૂં કોણ સંગાથ ?–ખુસરો. ૧૯
જુવાની જોબન ઝાડ કરમાયચ
ફલો વગર નકામ જો;

માલી વીણાં બાગ ખોલતો લેહેરી
  વેરાણ થાયચ તમામ—ખુસરો. ૨૦
હસ્તો ચ્હેરો તારો જોવાની
  અતીસ દીલ છે આશ જો;
આવવું જો બને નહી તો તુરત
  તેડાવી લે તુંજ પાસ—ખુસરો. ૨૧
સોહામનો મુખડો તારો કયારે
  ભુખી આંખે જોવશ જો ?
જોતાં વાર બદન તારૂં પેટમાં
  દાબી પેટ ભરસ !—ખુસરો. ૨૨
કયાં છે તે રૂડો દીન કે જેમાં
  બેસું હું તારી સોડ જો ?
કયાં છે તે રૂડી વેલા કે જેમાં
  તુંથી ભરાય મારી ગોદ ?—ખુસરો. ૨૩
મોજ મેલાપની મોસમ મીઠી
  એકેક વીટી જાચય જો;
ખીલતાં શોભતાં ગુલ ગુલાબો
  જુદાઈએ સુકાયચ.—ખુસરો. ૨૪
એવી મોસમ ફરી ફરી હવે
  આવશે નહીં તે જાણજો;
જુસ્સા હોંફરા ખમતાં ખમતાં
  થાય છે બહુ નુકસાન—ખુસરો. ૨૫
ધીરજ હવે જાતી રહે છે
  સબર રાખું કેટલી જો ?

તું જેવા ગુણવંતાને ખાતર
ખમી શકુંચ એટલો–ખુસરો. ૨૬
દીલમાં તો સદા "ખુસરો" ને "ખુસરો"
"ખુસરો"મા નહી "શીરીન" જો;
ખાવું પીવું તુંજ બીન અકારૂં
અફસોસ ભાયગ હીણ,–ખુસરો. ૨૭
આવ, ઓ મારા સાથી પ્યારા
જલદી હવે તું આવ જો !
મેલાપનાં ખુશ રમકડાંથી
દુ:ખી દીલ બેહલાવ !–ખુસરો. ૨૮
કયારે તું આવે કે સગનથી ભરૂં
આપણું રૂંડુ ઘેર જો ?
કયારે તું ભેટે કે થઇ રહે એમાં
સઘલું લીલાં લ્હેર ?–ખુસરો. ૨૯
લખતાં લખતાં થાકી ગઇ છું
નહી મલે ઉતર જો;
યાદ આવેચ એ સઘલું જયારે
આંસુ પડે છે તરતર–ખુસરો. ૩૦
તારી આ વાતની કોણની સાથે
કરૂં હવે ફરીઆદ જો ?
જલતો હું નારને છેકજ ના બાલ તું
લે હવે કંઇ દાદ ! –ખુસરો. ૩૧
જોઇ મારી બીજી સાહેલીઓને
વર સાથ કરતાં લાડ જો ;

જુદાઈ આગે જીગર મારૂં
બલી થાય છે ખાક–ખુસરો. ૩૨
શોભતી સારી ચાંદની રાતો
તું બીન દીશે કાલી જો;
ખુદાજ જાણે છે સરવે મારી
વાતો ને જંજાલી–ખુસરો. ૩૩
છતે રાજાએ દેશ થાય વેરાન
એ કેવો જુલમ જો?
બીજાં પતરની રાહ ન જોતાં
નીકલી પડ એકદમ–ખુસરો. ૩૪
દુરનો સલામ તારી નારનો
કબુલજે ઓ યાર જો!
જોબન ખુરશેદ નગવા માંડેચ
તેનો કર વીચાર–ખુસરો. ૩૫

## સંપ વીશે

"મીઠડાં ગોરસ લચો રે ગોરસ લચો"–એ રાહ.

દેશમાં સંપ કરો રે સંપ કરો, ટેક.
હાંરે જે કોઇ સંપ તજીને સુખ માંગે;
તેના સુતેલા શતરૂ જાગે રે–દેશમાં સંપ કરો. ૧
હાંરે તજી સંપ લડા લડી આવે;
તેમાં તુરત ત્રીજાને ફાવે રે–દેશમાં સંપ કરો. ૨

હાંરે જે કોઇ વીંઘા જમીન સારૂ લડતા;
રાજ ખોઇને રહયા હવે રડતા રે–દેશમાં સંપ કરો. ૩
હાંરે હજુ હઇએ વીચારી નહી જોશો;
ખરે ખાતે છે હાથમાં તે ખોહશો રે–દેશમાં સંપ કરો. ૪
હાંરે તમે ટંટા ધરમના ટાલો;
જે જે પ્યારો લાગે તે ધરમ પાલો રે–દેશમાં સંપ કરો. ૫
હાંરે છળ દગા કપટ દો છોડો;
આખા દેશની થઇ આબરૂ થોડીરે–દેશમાં સંપ કરો. ૬
હાંરે કરી સંપ કાંઇ હુંનર હલાવો;
ફરી દેશની દશા ફેરવાવો રે–દેશમાં સંપ કરો. ૭
હાંરે કોઇનું સારૂં દેખીને શીદ દાઝો;
તેને બુડાડી મારવા ન બાઝો રે–દેશમાં સંપ કરો. ૮
હાંરે માનો દલપતરામની વાણી;
પક્ષપાત વીના સત્ય પ્રમાણોરે–દેશમાં સંપકરો. ૯

## શીયલ વીષે.

"સુનજો સાહેલી રે"–એ રાહ.

શીયલતણો મહીમા બહુ મોટો, ખોટો નથી ખરો છે જીરે;
વેદ પુરાણ કુરાન કીતાબે અધીક અધીક ઉચર્યો છે–
સુણજો સજનો જી રે. ૧
શીયલ વીના સદગુણ સઘલાથી, જરીયે નહી શોભાવો જીરે;
પાઘડી પેહેરી પામરીથો, નહી શોભે નાગો બાવો–
સુણજો૦ ૨

હાંડી ઝુમરૂખ તકતા માંડી, શોભાવ્યું ઘર સારૂં જી રે;
દીવા વીના અંધારા ઘરમાં, સઉ દેખે અંધારૂં-
સુણજો૦ ૩
સરવે અંગે સાજુ તાજું, નાવ નવીન બનાવ્યુંજી રે;
પણ તેમાં એક છીદ્ર પડયું તો, તરી ન તેડે આવ્યું-
સુણજો૦ ૪
પરમેશ્વરનું બહાનું પકડે, શોયલ ન પાલે સાચુંજી રે;
ક્વાથ પીયે ને કપરી ન પાલે, તો જીવ્યાનું કાચું-
સુણજો૦ ૫
પુનય દાન કે પ્રારથનાથી, જારો પાપ ન જાશેજી રે;
લાંચ સોપારસ લેશ ન ચાલે, પરમેશ્વરની પાસે-
સુણજો૦ ૬
જો બાલાપણથી ડહાપણમાં, બાંપણ ખોટું મલશેજી રે;
બુઢાપણ આપણને આવે, તોપણ તે નહીં ટલશે-
સુણજો૦ ૭
શોયલ થકી સંપુરણ થાસે, પરમેશ્વરની પ્રીતીજી રે;
દલપતરામ કહે દુનીયામાં, સુખદાયક શુભ નીતી-
સુણજો૦ ૮

## પરમેશ્વરના રસ્તા વીશે.

"તમને કેઇ વહુ ગોરી ગમશે રાજ, અચકો
મચકો કારેલી."—એ રાહ.

જો પ્રભુનો મારગ પુછો રાજ, વસ્તો રસ્તો સસ્તો છે;
નથી આડો અવલો ઊંચો રાજ—વસ્તો રસ્તો૦ ૧

છે શુત્ર બરાબર સીધો રાજ, વસ્તો ;
કરતારે સેહુલો કીધો રાજ—વસ્તો૦ ૨
નથી ખેતર ખાડા ખડીઆ રાજ, વસ્તો ;
નથી પરવત આડા પડીયા રાજ—વસ્તો૦ ૩
નથી કંકર ગોખરૂં કાંટા રાજ, વસ્તો ;
નથી આડા અવલા આંટા રાજ—વસ્તો૦ ૪
નથી પથરા કાદવ પાણો રાજ, વસ્તો;
ત્યાં દાણ ન લે કોઇ દાણો રાજ—વસ્તો૦ ૫
નથી ઝુકી ભયંકર ઝાડી રાજ, વસ્તો ;
નહી જોઇએ ઘોડા ગાડી રાજ—વસ્તો૦ ૬
નહી તાપ તપે મેહ વરશે રાજ, વસ્તો;
નહી ઠંડ પડી તન ઠરસે રાજ—વસ્તો૦ ૭
એ તો બબ-બન્યો છે ખાસો રાજ, વસ્તો ;
નહી વાઘ વરૂનો વાસો રાજ—વસ્તો૦ ૮
વીશ્વાસ વલાવો લેવો રાજ, વસ્તો ,
એક દામ પડે નહી દેવો રાજ, વસ્તો—૯
લઈ સ્ત્ય દયાને સાથે રાજ, વસ્તો;
ધરી ઇશ્વર આજ્ઞા માથે રાજ—વસ્તો૦ ૧૦
તમે ચોંપ કરીને ચાલો રાજ, વસ્તો ;
મન ગમતો મારગ ઝાલો રાજ—વસ્તો૦ ૧૧
તમે સોધાવજો શુભ કામે રાજ, વસ્તો;
કહી દીધો દલપતરામે રાજ—વસ્તો૦ ૧૨

## શ્રી કરષણ હરીનાં ભોજન વીશે.

અવીનાશી આવો રે, જમવા કૃષ્ણ હરી;
શ્રી ભકતી ધરમ સુત રે, જમાડું પ્રીત કરી-૧
શેરડીઓ વાલી રે, ફુલડાં વેરયાં છે;
મલીઆ ગરે મંદીર, લીંપયાં લેરયાં છે-૨
ચાખડીયો પેરી રે, પધારો ચટકંતા;
મંદરીયે મારે રે, પ્રભુજી લટકંતા-૩
બાજોઠે બેસારી રે, ચરણ કમલ ધોઊં·
પામરીયે પ્રભુજી રે, પાવલીયા લોઊં-૪
ફુલેલ સુગંધી રે, ચોલું શરીરે;
હેતે નવરાવું રે, હરી ઉને નીરે-૫
પેહરાવું પરીતે રે, પીતાંબર ધોતી;
ઉપરણો ઓઢાડું રે, અતી ઝીણાં પોતી-૬
કેસર ચંદનનું રે, ભાલે તીલક કરૂં;
વંદન કરી વીષણુ રે, ચરણે શીશ ધરૂં-૭
ઉરહાર ગુલાબી રે, ગજરા બાંધીને;
નીરખું નારાયણ રે, દ્રષ્ટી સાંધીને-૮
શીતલ સુગંધી રે, કળશ ભરયા જલના;
ઉલેચ બાંધયા છે રે, ઉપર મખમલના-૯
કંચન બાજોઠે રે, બીરાજો બહુ નામી;
પકવાનને પીરશો રે, થાલ લાવું સ્વામી-૧૦
મોતઇઆ લાડુ રે, સેવઇઆ સારા;
તમ કાજ કરયા છે રે, લાખણશાઇ પ્યારા-૧૧

મગદલ ને સેવદળ રે, લાડુ દળના છે;
ખાજાં નેં ખુરમાં રે, ચુરમા ગોળના છે–૧૨
જલેબી ગેભર રે, બરફી બહુ સારી;
પેંડા પતાશા રે, સાટા સુખકારી–૧૩
મરકીને મેહેસુર રે, જમો જગવંદનજી;
સુતરફેણી છે રે, ભકતી નંદનજી–૧૪
ગગણુને ગાંઠીઆ રે, ગુંદ વડાં વાલાં;
ગુલાબપાક જમજો રે, ધરમ તણા લાલા–૧૫
એલાઇચો દાણા રે, ચણા છે સાકરીઆ;
ગુંદરપાક સુંદર રે, જમજો ઠાકરીઆ–૧૬
ટોપરાંપાક ટાઢો રે, સકરપારા સારા;
સેવો ઘી સાકર રે, તમે છો જમનારા–૧૭
કેસરીઓ બીરંજ રે, ગલ્યો ને મોલો છે;
શાકરનો સીરો રે, હરીસો ધોળો છે–૧૮
લાપશો કંસાર મારે, ઘી બહુ રસબસ છે;
ખીર ખાંડ ઘી રોટલી રે, જમો બહુ સરસ છે–૧૯
બદામ ચારોલી રે, દ્રાખ તે નાંખીને,
દુધપાક કર્યો છે રે, જુઓ હરી ચાખીને–૨૦
પુરી કચોરી રે, પુરણ પોલી છે;
રોટલીયો ઝીણો રે, ઘીમાં બોલી છે–૨૧
પાપડ ને પુરલા રે, મીઠા માલપુડા;
માખણ ને મીસરી રે, માવો દહી ચુડા–૨૨
ઘઊંની છે બાટી રે, બાજરાની પોલી;
ઝાઝો વાર ઘીમાં રે, હરી મેં ઝબકોલી–૨૩

તલસાંકલી સુંદર રે, બીજી ગલપાપડી;
ગાંઠીઆ કલી રે, ત્રીજી ફુલ વડી-૨૪
ભજીયાં ને વડાં રે, સુંદર દઈથરીયાં;
વધારયા ચણા રે, માંઇ મોઠું મરીયાં-૨૫
ગુંજાં ને મઠીઆં રે, ફાફડા ફરસા છે;
અલવી આદાનાં રે, ભજીયાં સરસાં છે-૨૬
કંચન કટોરે રે, પાણી પીજો જી;
જે જે કાંઇ જોઇએ રે, માંગી લેજોજી-૨૭
રોટલી રસ સાકર રે, જમજો અલબેલા;
રાંયણો ને રોટલી રે, ખાંડ કેલાં છેલાં-૨૮
મોરબા કરયા છે રે, કેરી દ્રાખ તણા;
સુંદર વર જમજો રે, રાખશો માં મણા-૨૯
કટોરા પુરયા રે, સુંદર શાકાંના;
કેટલાક ગણાવું રે, છે ઝાઝાં વાનાં-૩૦
સુરણ તલ્યાં છે રે, સુંદર ઘી ઝાઝે;
અલવી ને રતાલુ રે, તલયા છે તમ કાજે-૩૧
મેં પ્રીત કરીને રે, પરવલ તલીઆં છે;
વંત્યાક ને વાલોલ રે, ભેલાં ભલીઆં છે-૩૨
કંકોડાં કોલાં રે, કેલાં કારેલાં;
ગલકાં ને તુરીયાં રે, રૂડાં વધારેલાં-૩૩
ચોલા વાલોલો રે, પ્રીત કરી તલીયો;
દુધીયાં નેં ડોડાં રે, ગુવારની ફલીયો-૩૪
લીલવા વધારયા રે, થયા છે બહુ સારા;
ભીંડાનો ફુલીયો રે, તલીયો હરી મારા-૩૫

ટાંકો તાંદલજો રે, મેથીની ભાજી;
મુલા મોઘરીયો રે, સુવાની તાજી–૩૬
ચણે ચીડોડી રે, ભાજી સારી છે;
કઢી ને વડો રે, સુંદર વધારી છે–૩૭
નેઇઆંનાં રાઇતાં રે, અતી અનોપમ છે;
મીઠું ને રાઇ રે, માંઇ બે સમ છે–૩૮
કેટલાંક ગણાવું રે, પાર તો નહી આવે;
સારૂં સારૂં જમજો રે, જે તમને ભાવે–૩૯
ખારૂં ને મોલું રે, હરી વર કેહેજો જી;
મીઠું મરી ચટણી રે, માંગી લેજોજી–૪૦
અથાણાં જમજો રે, સુંદર સ્વાદુ છે;
લીબુ ને મરચાં રે, આંબલાં આદુ છે–૪૧
તાઇતી ચીરી રે, કેરી બોલ કરી;
ખારેક ને દ્રાખમાં રે, નાંખ્યાં લવીંગ મરી–૪૨
કેરાં ને કમદાં રે, તલી છે કાચરીઓ;
બીલાં બહુ સારાં રે, વાંસ ને ગરમરીયો–૪૩
પંખાલીનાં ભાતમાં રે, સુંદર સુગંધ ઘણો;
એલાઇચીનો પીરશ્યો રે, આંબા મહોરતણો–૪૪
મેં કઠણ કરી છે રે, દાલ હરી તુરની;
પાતલી પીરશી છે રે, દાલ મસુરની–૪૫
મગ ને અડદની રે, કરી છે ધોઇને;
ચોલા ને ચણાની રે, ઘીમાં કરમોઇને–૪૬
દાલ ને ભાત જમજો રે, તમને ભાવે છે;
ચતુરાઇએ જમતાં રે, પ્રીતી ઉપજાવે છે–૪૭

દહી ને ભાત જમજો રે, શાકર નાખો છે;
દુધ ને ભાત સારૂં રે, શાકર રાખી છે-૪૮
દુધની તર શાકર રે, ભાત જમો પેહેલાં;
શાકર નાખીને રે, દુધ પીઓ છેલા-૪૯
જે જે કાંઈ જોઇએ રે, તે કેહજો અમને;
કાંઇ કસર કરો તો રે, મારા સંમ તમને-૫૦
જીવન જમોને રે, ચલુ કરો નાથ;
ચંદન ગારે શું રે, ધોવરાવું હાથ-૫૧
તજ એલચી જાએફલ રે, જાવંત્રી સારી;
કાથો ને ચુનો રે, સારી સોપારી-૫૨
નાગર વેલીનાં રે, પાંન લાવી પાકાં;
ધોઇને મુકયાં છે રે, અનોપમ છે આખાં
માંઈ ચુરણ મેલી રે, બીડી વાલી છે;
લલીત લવીંગની રે, ખોલી રસાલી છે-૫૪
મુખમાં હું મેલું રે, બીડી પ્રીત કરી;
આરતી ઉતારૂં રે, પ્રભુજી ભાવ ભરી-૫૫
ફુલ સેજ બીછાવું રે, પોઢો પ્રાણ પતી;
પાવલીઆ ચાંપું રે, હઇડે હરખ અતી-૫૬
થાલ ગાયો પ્રીતે રે, ધરમ કુલ મુગટ મણી;
આપો પ્રેમાનંદને રે, પ્રસાદી થાલ તણી-૫૭



## સાંહાંજના દેખાવની શોભા અને મજાહ.

નરમદા શું ગાઉં શોભા સાંજની;
હાંરે પવન પાણી વાદલ રંગના સુસાજની—હોજીરે, ન૦ ૧
હાંરે પાણી જોરમાં ઉછાલા નો તું મારતું;
હાંરે પ્હોલા પટ્ટથી દેખાતી પ્રઉઢનાર તું—હોજીરે, ન૦ ૨
હાંરે વીલ ખલખલી ધીમે ચઢીને આવતી;
હાંરે તે તો હોડીમાંથી જોઇસુણી ભાવથી—હોજીરે, ન૦ ૩
હાંરે ડહોલાએલ નીર રંગ તે ભુરો હતો;
હાંરે ઝાખો શ્વેત આસમાન તણો દીસતો—હોજીરે, ન૦ ૪
હાંરે પાકા રંગના ભુરા તે સાંમે ડુંગરા;
હાંરે ગલી રંગના ટોચે તો ભુરાં વાંદલાં—હોજીરે, ન૦ ૫
.. ઘાસ લીલાં ઝાડ બહુ શોભતાં;
ચાર ગાય ભેંસ ઢોર ખાતાં હતાં—હોજીરે, ન૦ ૬
.રે આવે મંદ મંદ વાયુ ખુશ લાગતો;
હારે હોડી ચાલતી તેને ઘણો સવા હતો—હોજીરે ન૦ ૭
હાંરે એક વાછડી કાંઠે રે મથતી ઘણી;
હાંરે પડી જાતી તે ઊંચે જતા જીની ભણી—હોજીરે ન૦૮
હાંરે ગુલાબી ઘેરો તે રંગ આસમાનનો;
હાંરે ગુલાબી ફુલોનો પાણીના મેદાનનો—હોજીરે, ન૦ ૯
હારે સુદી તીજનો ઉગેલ ચંદ્ર તે સમે;
હાંરે લ્હેરીયાની રમ્ય લ્હેર માંહી મન રમે—હોજીરે ન૦૧૦
હાંરે પવન સામટો પડી ગયો પછી ખરે;
.. લીલા બ્રહ્મની જોઇ શી આંખો ઠરે!—હોજીરે ન૦ ૧૧

ાલાને ભરમ

પરણ્યો હતો મન

ઘણી ઘણી સહી વેદ

મંદવાડની મેં ચાકરી ... બહુ ...

પણ ના તરૂથ્યો જગ દેવ... ના રહયો આધા

આંખે ચ્હડી ઉમંગથી રે, ઘણી અધર હું નાર;
કેરી ઉડાવો વંટોલોએ: હાલે ધરૂજું અપાર–ધ૦

લુગડે ઘરણે હલકી રે, જયારે સખીને જોઊં;
ચ્હડે ઘણું મુખ માહરૂં: ભારે ડખી હું રોઊં–ધ૦ ૭

સાસુ નણંદ છે વાઘણો રે, ઘર તો અઘોર રાન;
તેમાં બકરી હું ત્રાસથી: નીત થાઊં હેરાન–ધ૦ ૮

ઘરમાં આવે કોઇ બ્હારનું રે, નાહશી ખુણે ઘલાઊં;
જોવા સુણવાનું નવું હોય પણ:હાય સદા કેદી હું થાઊં–ધ૦૯

મારાં ઘરેણાં લુંગડાં રે, સહુ સાસુએ લીધ;
પીયર તણાં તે પણ ખરાં, કલો પેટીએ દીધ–ધ૦ ૧૦

છ પ્હોર તે રડતી કરૂં રે, ઘર ધંધો હું રોજ;
રાંધું દલું ધોઊં ને વીણું: પાસે જમની રે ફોજ–ધ૦

ૐ ,,
. સુખ–ધ૦ ૧૫

નલી સ્ત્રી આગલ
.ના ધણા– :ી ફીકરની
રમુજ.

પયારી મારી તું પેમલી રે બાપજી,
કેમ કરશો આપણી "ફેમલી" રે બાપજી–૧
તાડી પર આવે મોટી ધાર રે બાપજી,
એકને બદલે હવે ચાર રે બાપજી–૨
પઈસા આપવા પડશે રોકડા રે બાપજી,
કેમે પરણશો આપણા છોકરા રે બાપજી–૩
અન વીના તો ચાલે રે બાપજી,
પણ તાડી વીના નહીં ચાલે રે બાપજી–૪
સારા દહાડાની થાક રે બાપજી,
ઉતરે વીના નહીં છાક રે બાપજી–૫